# અમર અપ્સરા.



મુખપૃષ્ઠ હીરાલાલ પ્ર. વકીલ અમદાવાદ. કાપીરાઈટ નં. ૫૫

# અમર અપ્સરા.

( કામરૂ દેશની મહારાણીની અદ્દભુત વાર્તા. )

સંપાદક તથા પ્રકાશક,
બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે
ત્રણ દરવાજા—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી.  પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૮૫.  ઈ. સ. ૧૯૨૯

અમદાવાદ–ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસમાં,
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું. ઠે. સલાપોસરોડ.

કીંમત ૦–૮–૦

# કામરૂ દેશની કુટિલ કામિની.

[ અદ્દભુત અને રૌદ્ર રસથી ભરેલી સચિત્ર ડિટેકટીવ નવલકથા ]

પૃષ્ઠ ૨૫૦, પાકું પૂઠું, મૂલ્ય માત્ર રૂ. ૧॥, સુંદર ફોટો ચિત્રો.

મનોરમા નામની જાદુ વિદ્યા ભણનારી કામરૂ દેશની કુટિલ કામિની અનેક ખૂનો કરીને શેઠ લોકોની સઘળી મીલકત પચાવી પાડે છે. દેવેન્દ્રવિજય નામનો ચતુર ડિટેકટીવ અમલદાર તેની તપાસમાં ફરે છે. છેવટે તે તેને પકડે છે અને કામિની ઝેર ચૂસીને મરી જાય છે. પછી તેને કબરમાં દાટવામાં આવે છે, પણ કબરમાંથી તે જીવતી થઇને પાછી છટકે છે અને ઉપરાઉપરી ખૂનો કરીને ડિટેકટીવને હંફાવે છે! આખી વાર્તા ચમત્કારિક બનાવોથી ભરપૂર છે. કામરૂ દેશની કામિની પુરૂષોને કેવી અજબ રીતે પોતાના પંજામાં લે છે, તેમને પોતાના ગુલામ કરીને કેવી રીતે રાખે છે અને કેવાં સ્ત્રી ચરિત્રો કરીને મોજ માણે છે તેનો ચિતાર જોવો હોય તો આ નવલકથા જરૂર વાંચો. વાંચનાર પ્રકરણે પ્રકરણે અજાયબીમાં ગરક બની જાય છે. આ પુસ્તકની આ ત્રીજી આવૃત્તિ થઇ છે તે ઉપરથી જ જણાશે કે આ પુસ્તકે વાંચનારાઓનો કેવો ચાહ મેળવ્યો છે.

મળવાનું સ્થળ—

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણ દરવાજા—અમદાવાદ.

# અમર અપ્સરા.*

## પ્રકરણ ૧ લું.

### મધ્યરાતે મિત્રની મુલાકાત.

અષાઢ માસ ચાલતો હતો. બે દિવસથી વરસાદ એક સરખો ટમટમી રહ્યો હતો અને અધૂરામાં પૂરૂં સાંજથી પવન પણ સુસવાટા-ભેર વાઈ રહ્યો હતો. હું મારા ઓરડાનાં બારણાં બંધ કરીને સૂવાની તૈયારી કરતો હતો. મધરાત થવા આવી હતી. આટલી મોડી રાત સુધી જાગતા બેસવાની મને ટેવ નહોતી, પરન્તુ આજ બે દિવસથી હું જરા મોડો સૂતો હતો. ગઈ કાલે મારી બી. એ. ની પરીક્ષાનું પરિણામ આવી ગયું હતું અને તેમાં હું પાસ થયો હતો, એટલે હવે મારે ભવિષ્યમાં શું કરવું તેના વિચારમાં ને વિચારમાં રાત વીતી જતી હતી. હું હવે વકીલાતનો અભ્યાસ કરીને એલ. એલ. બી. થઉં, કે સરકારી નોકરી લઉં, કે કોઈ નિશાળમાં માસ્તર બનું, તેનો વિચાર મને થયા કરતો હતો. બે દિવસના વિચાર પછી મારા મનમાં એવો નિશ્ચય થયો હતો કે આગળ અભ્યાસ કરીને વકીલ થવું અને પછી ધંધો ચલાવવો અગર કોઈ દેશી રાજ્યમાં ન્યાયાધીશની નોકરી કરવી. આવો નિશ્ચય કરીને હું બિછાનામાં પડવા માટે આરામ ખુરશીમાંથી ઉઠયો અને મારી નજર સામેના મોટા અરીસામાં પડી. અત્યારસુધી જે વાત મારા ધ્યાનમાં આવતી નહોતી તે વાત હવે મારા ધ્યાનમાં આવી કે—આ દુનિયામાં હું જે કાંઈ કરીશ તે

મારા મગજના બળથી કરી શકીશ, પરન્તુ બીજા લોકોના પરિચયમાં રહીને હું કશું કરી શકવાનો નથી !

તેનું કારણ શું ? કારણ એજ કે હું ભૂતનાભાઇ જેવો હતો ! હું ઠીંગણો, જાડો અને કદરૂપો હતો, એટલું જ નહિ પણ મારી આંખો મોટી ને છીછરી, હાથ પ્રમાણમાં લાંબા, કપાળમાં પણ સારી પેઠે વાળના ગુચ્છા, દાઢી નાની અને પાછળ પડતી તથા ગરદન ટૂંકી હતી. એ બધા અવયવોને લીધે મારૂં સ્વરૂપ એવું વિચિત્ર દેખાતું હતું કે જો હું માસ્તર થાઉં તો કોઇ છોકરા મારા વર્ગમાં ભણવા જ ન આવે, જો હું વકીલ થઉં તો કોઇ અસીલ મને પાંચ રૂપિયા ખટાવવા પણ ન આવે અને હું ન્યાયાધીશ થવા ઇચ્છું ખરો, પણ કોઇ એ જગ્યાએ મારી નીમણુંક જ ન કરે; જો કદાચ મારા સુંદર અક્ષરથી મોહાઇને કોઇ ઉપરી અમલદાર મને ન્યાયાધીશ બનાવે, તોપણ મને એક વાર તે જુએ કે તુરત જ મારી નીમણુંક પાછી ખેંચી લીધા વિના ન રહે ! હાથમાં પુસ્તકો લઇને એક વિદ્યાર્થી શાળામાં જતો હોય તો લોકો તેનાં શુભ શુકન ગણે છે, પણ હું જ્યારે પુસ્તકો લઇને કોલેજમાં જતો ત્યારે લોકો મને અપશુકનમાં લેખતા ! મારી પડોશમાં એક હજામ રહેતો હતો, તે પણ સ્હવારમાં હજામત કરવા નીકળતો ત્યારે મારાં શુકન લેતો નહિ ! આજ કારણથી હું ઉચ્ચ કુળનો ક્ષત્રિય હોવા છતાં મને હજી કન્યા મળી નહોતી અને બાવીસ વરસની જુવાન વયે હું એકલો દિવસ ગાળતો હતો. મારે મા, બાપ, ભાઇ, બ્હેન કોઇ હતાં જ નહિ એટલે મારી નાની સરખી હવેલીમાં હું એકલો જ રહેતો. મારો ચાકર હતો તે રસોઇયો અને ચાકર બેઉની ગરજ સારતો. એક વાર તેણે મને કહ્યું કે "સાહેબ! આપણા પડોશી શેઠ

રામજીએ મારા સાંભળતાં બાપને 'બાંદરા' કહ્યા અને તેની બાય-ડીએ તો 'હૈત્ય' કહ્યા." મેં તેને કહ્યું કે "ભલે કહે, હું કદરૂપો છું તેની કાંઈ મારાથી ના કહી શકાશે !"

અરીસામાં મારૂં કદરૂપું મ્હોં જોઈને હું વિચાર કરતો હતો એટલામાં કોઈએ ડહેલીનાં કમાડ ધમધમાવવા માંડયાં. આમ મધરાતે કોણ મળવા આવ્યું હશે તેના વિચારમાં મેં કશો જવાબ ન આપ્યો એટલે બારણાં વધુ અવાજ કરવા લાગ્યાં અને આવેલા માણસે જોરથી ઉધરસ ખાધી એટલે તુરત આવનારને મેં ઓળખી કાઢ્યો, અને હું ડહેલીનું બારણું ઉઘાડવા ચાલ્યો. આખા જુનાગઢમાં મારૂં સગું કે મિત્ર જે કોઈ કહો તે માત્ર એકલો વિનયસીંગ હતો અને તેજ મને આટલી મોડી રાત્રે મળવા આવ્યો હતો.

વિનયની ઉમર ત્રીસેક વર્ષની હતી. તે ઉંચો, પાતળો અને સ્વરૂપવાન હતો, પરંતુ તેના ચહેરાની સુંદરતા અત્યારે વણસી ગએલી હતી. તેની ખાંધ ઉપર એક વજનદાર લોખંડની પેટી હતી અને તે તેનાથી માંડ માંડ ઉંચકી શકાઈ હશે એમ તેના થાકથી કંટાળેલા ચહેરા ઉપરથી જોઈ શકાતું હતું. પેટી તેણે મારા ટેબલ ઉપર મૂકી અને પછી તે જોરથી ઉધરસ ખાતો ખુરસી ઉપર બેઠો. ઓ પ્રભુ! તે બિચારાને એટલી બધી ઉધરસ ચડી કે કહેવાની વાત નહિ! ખોં ખોં કરતાં તેનું મ્હોં લાલચોળ થઈ ગયું, તે વારંવાર અમળાઈ જવા લાગ્યો અને છેવટે થોડીનો એક કોગળો તેના મ્હોંમાંથી નીકળી પડયો ત્યારે તેને કાંઈક શાન્તિ વળી. મેં તેને ઉતાવળે ગરમાગરમ કાફી બનાવીને પાઈ ત્યારે તે જરા હોશિયારીમાં આવ્યો.

કાફી પી રહ્યા પછી પ્યાલો ટેબલ પર મૂકતાં તેણે મને

ઠપકાભરેલી દૃષ્ટિથી કહ્યું: "આ વરસાદ અને શરદીમાં તેં મને બહાર ખોટી કર્યો અને જલ્દી ડહેલી ન ઉઘાડી તેથી અત્યારે મારી આ દશા થઇ. તું જાણે છે તો ખરો કે શરદી એજ મારૂં મોત છે."

"એ હું જાણું છું, પણ તું અત્યારે આવ્યો હોઇશ, તેની મને ખબર જ નહોતી. આટલી મોડી રાતે કોઈવાર તું મારી પાસે આવે છે ખરો?"

"આજે મારી ને તારી છેલ્લી મુલાકાત છે, એટલે જ હું મોડી રાતે આવ્યો છું." વિનય ગંભીર વદને બોલ્યોઃ "ખરેખર હરપાલ! હવે હું જીવવાનો નથી; મને લાગતું નથી કે કાલે આપણે ફરી પાછા મળી શકીએ."

"જા, જા, હવે! ઘેલો ન થા!" મેં તેનો ભય ઉડાવતાં કહ્યું: "જરા રહે, હું પડોશમાંથી જીવરામ વૈદને બોલાવી લાવું, તે તને કાંઇક ઓસડ આપશે."

તેણે મને મારો હાથ પકડીને રોકી રાખ્યો અને કહ્યું: "રહેવા દે! મારે વૈદ-બૈદનું કશું કામ નથી. વૈદું તો હું પોતે જ જાણું છું અને વૈદ હવે મને જીંદગી આપી શકે તેમ નથી. મારો અંતકાળ હવે આવી પહોંચ્યો છે અને બાર માસથી હું ખોં ખોં કરતો જીવું છું એજ મને એક ચમત્કાર લાગે છે. હવે બરાબર ધ્યાન દઇને હું કહું તે સાંભળી લે; મારી વાત તને ફરીથી કોઇ સંભળાવી શકનાર નથી, સમજ્યો?"

"બોલ, તું શું કહે છે?"

"મારે તને ઘણું કહેવાનું છે." વિનયસીંગ બોલ્યોઃ "આપણી ભાઇબંધી અને ઓળખાણને માત્ર બેજ વરસ થયાં છે. બોલ,

અત્યારસુધીમાં મારા સંબંધે તું કેટલું જાણે છે?" વિનયે મને પૂછ્યું.

"હું એટલું જાણું છું કે તું ધનવાન, સાચો રજપૂત છે, સારી પેઠે ભણેલો છે, તું એકવાર પરણ્યો હતો પણ તારી સ્ત્રીના મરણ પછી તું પરણવાને બદલે એકલો રહીને દિવસ ગાળે છે, મારા અને તારા સ્વભાવના મળતાપણાથી આપણી વચ્ચે બે વરસથી ભાઇબંધી જામી છે." મેં તેને કહ્યું.

"પણ તને ખબર છે કે મારે એક દીકરો છે?"

"ના ભાઇ!" મને આ વાત સાંભળીને આશ્ચર્ય થયું.

"ત્યારે સાંભળ, હરપાળ! મારે એક દીકરો છે અને તેની ઉમર પાંચ વરસની છે. તેનો જન્મ થતાં જ મારી સ્ત્રી મરણ પામી હતી. ત્યારથી પુત્રનું મ્હોં જોવા જેટલું દુઃખ પણ હું ખમી શક્યો નથી. હવે હરપાળ! જો તું હા પાડે તો હું તને તેનો વાલી ઠરાવવા ઇચ્છું છું."

"મને?" આ કારમી માંગણી સાંભળીને હું ચમકી ગયો.

"હા, તને જ. બે વરસથી મેં તારા સ્વભાવનો અને તારા સદ્ગુણોનો બરાબર અભ્યાસ કર્યો છે અને મારા દીકરાનો વાલી થવા માટે તુંજ લાયક છે એમ મને લાગ્યું છે. હવે હું વધુ વખત જીવું એમ મને લાગતું નથી; કેટલાક વખતથી હું એવા માણસની શોધમાં હતો કે જેને હું મારા દીકરાનો વાલી બનાવી શકું અને આ પેટી વિશ્વાસપૂર્વક સોંપી શકું. તે માટે તું મને સર્વ રીતે યોગ્ય જણાયો છે અને તેથી મેં આજે તારી પાસે આ શુકન નાંખ્યો અને મારી માંગણી સ્વીકાર્યે જ તારો છૂટકો છે."

"પણ—" મેં આનાકાની કરી.

"એ પણ–બણ કશું નહિ; હવે તું સાંભળ; આ છોકરો હિંદુસ્તાનના એક જૂનામાં જૂના રાજવંશનો વારસ છે. મારી આ વાત સાંભળીને તને હસવું આવશે, પરંતુ એક દિવસ તારી પાકી ખાત્રી થશે કે મારો પાંસઠમી કે છાસઠમી પેઢીનો વડદાદો એક શાકયવંશનો રાજકુમાર હતો. તેનું નામ કંબલ કુમાર હતું. જુવાન વયમાં જ તેણે ભગવાન બુદ્ધની પેઠે પોતાના માતા પિતાનો ત્યાગ કરીને બૌદ્ધ ભિખ્ખુ (સાધુ) બનવાનું પસંદ કરેલું અને તક્ષશિલામાં તે વિદ્યાભ્યાસ કરી પરમ સંયમ પાળતો હતો, પરન્તુ જુવાનીનો હલ્લો તેનાથી સહન થઇ શકયો નહિ અને એક રાજકુમારીની સાથે તે નાસીને કામરૂ દેશમાં ચાલ્યો ગયો. ત્યાં જતાં તેને બહુ હાડમારી વેઠવી પડેલી. મોતના ભયની વચ્ચે તેમણે પ્રવાસ કરેલો. બ્રહ્મપુત્રામાં ડૂબી જતાં તેઓ માંડ માંડ બચેલાં. પરંતુ છેવટે કામરૂ દેશના જંગલી લોકોની એક સ્વરૂપવતી રાણીએ તેમને આશરો આપ્યો. આ રાણીએ પણ છેવટે મારા દાદા કંબલ કુમારને મારી નાંખ્યો. તે બાબત હું તને અત્યારે વિસ્તારથી કહી શકતો નથી, પણ જે દિવસે તું આ પેટી ખોલીશ તે દિવસે તું એ બધી વાત જાણીશ. કંબલ કુમારની ભી પેલી રાજકુમારી કામરૂ દેશમાંથી જીવતી છટકી શકી અને તે ત્યાંથી સમુદ્ર માર્ગે લંકામાં ગઇ. ત્યાં તેણે એક બાળકનો જન્મ આપ્યો જેનું નામ તેણે અરિદમન રાખ્યું.

"એ અરિદમનનો વંશ પાંચસો વર્ષ સુધી લંકામાં ચાલ્યો. ત્યારપછી એ વંશ ધીમે ધીમે ઉત્તર તરફ આવ્યો હોય એમ માલૂમ પડેછે. દક્ષિણના રાઠોડ, ચાલુક્ય અને માળવાના પરમાર રાજાઓના લશ્કરમાં એ વંશના પુરૂષો રહેલા એમ જણાય છે. માળવામાંથી અમે સોરઠ તરફ આવ્યા અને આઠ પેઢીથી અમે જુના-

ગઢમાં છીએ. તે વખતથી અત્યાર સુધીની એટલે ૬૫—૬૬ પેઢીની પરંપરા હું કહી શકું તેમ છું. અમારી બધી પેઢીઓ કાંઇ લશ્કરી જીવનમાં પસાર થઇ નથી. કોઈ વાર અમે વેપારમાં પડેલા, કોઇ વાર લડાઇઓ લડેલા અને કોઇ વાર ખેતી પણ કરેલી. મારા બાપે જુનાગઢ રાજ્યમાં નોકરી કરીને નવાબ સાહેબની રહેમથી સારી પેઠે ધન પેદા કરેલું અને મને અંગ્રેજી ભણાવેલું. દસેક વર્ષ પહેલાં મારા પિતાજી મરી ગયા ત્યારે તેમની મીલકત એટલી હતી કે બાર મહિને પાંચ હજાર રૂપિયા તો હું ઘેર બેઠાં મેળવી શકું. પછી આ પેઢીના સંબંધમાં મેં એક ભારે જોખમભરેલી મુસાફરી કરી અને મારી તબીયત બગડી. મુસાફરી કરીને હું મુંબઇમાં આવી રહ્યો અને ત્યાં તબીયત સુધારવા માટે દવા કરાવવા લાગ્યો. મારૂં લગ્ન તો નાનપણમાં જ થયું હતું, અને મારી સ્ત્રી ઉમરલાયક થઇ હતી એટલે મેં તેને મુંબઇમાં બોલાવી. તેણે મારી ખૂબ સેવા કરી પરન્તુ તેથી તેની તબીયત લથડી. બાર માસ પછી તેને પુત્ર અવતર્યો અને તે બિચારી મરણ પામી, હરપાલ!"

વિનયસીંગની આંખમાં આંસુ આવ્યાં, તે તેણે લૂછી નાંખીને પછી આગળ ચલાવ્યું:

"મારે એક કાર્ય કરવાનું હતું તે મારી માંદગીને લીધે મારે મુલતવી રાખવું પડયું, એ વિષે હું તને અત્યારે કશું કહી શકતો નથી. એ બધું તને કહેવાનો અત્યારે વખત નથી, હરપાલ! જો તું મારા દીકરાના વાલી તરીકેની જવાબદારી સ્વીકારીશ, તો એ વિષેની બધી વાત તારા જાણવામાં આવશે. મારી સ્ત્રીના મરણ પછી ફરીથી એ બાજુએ મેં મારૂં ધ્યાન લગાડયું, પરન્તુ મને લાગ્યું કે એ કામ કરવા માટે મારે બંગાળી અને આસામી ભાષા શીખવી જોઇએ.

મુંબઈમાં મેં એક શિક્ષક રાખીને એ ભાષાઓ શીખવા માંડી પરન્તુ તેનો કક્કો તથા બારાખડી હું શીખ્યો, એટલામાં તો મારી તબીયત પાછી બગડી અને મારે સોરઠની સુકી હવામાં આવીને રહેવું પડયું. અહીં આવવાથી હું આટલું જીવ્યો ખરો, પણ મારૂં દર્દ તો ન જ ગયું અને હવે હું મરણ કાંઠે આવીને બેઠો છું." એમ કહેતાંજ તેને ફરીથી રુધિરસ ચડી. ફરીથી મેં તેને કારી બનાવી આપી, તે તેણે પીધી એટલે તેને કાંઈક શાન્તિ મળી.

પછી વિનયસીંગ આગળ બોલ્યો: "મારો લલિત નાનું બાળક હતો, ત્યારપછી મેં તેને કદી જોયો નથી. તેને જોતાંજ મને તેની સ્નેહાળ માતાનું સ્મરણ થઇ આવશે, એવા દુ:ખથી હું તેને જોવા ગયો જ નથી. પરન્તુ કહે છે કે મારો લલિત બહુ રૂપાળો અને ચંચળ છે." પોતાના ગજવામાંથી એક બંધ કરેલું પરબીડીયું કાઢીને ટેબલ ઉપર મૂકતાં વિનય બોલ્યો: "આ પત્રમાં મેં મારા લલિતને કેવી રીતે ઉછેરવો અને તેને શું ભણાવવું, એ વિષે બધું વિગતથી લખ્યું છે. એ બધી વિગત તને વિચિત્ર પણ લાગશે, પરન્તુ એ જવાબદારીનું કાર્ય હું કોઇ અજાણ્યા માણસને સોંપી શકું તેમ નથી અને તેથી જ આ બોજો હું તારે માથે મૂકવા આવ્યો છું; બોલ, તું આ બધું માથે લઇને કરીશ?"

"પરન્તુ મારે શું માથે લેવાનું છે, તે બધું મારે જાણવું તો જોઇએ ને?" મેં કહ્યું.

"તારે માથે લેવાનું એ છે કે તારે મારા લલિતને તારી પાસે રાખીને ઉછેરવો, અને તે પચીસ વરસનો થાય ત્યાંસુધી તારે તેને કયાંય દૂર જવા દેવો નહિ. તારે તેને ભણાવવો ખરો, પરંતુ નિશાળે મૂકીને ભણાવવો નહિ. પચીસ વરસનો તે થશે એટલે તું

તેના વાલીપણાની જવાબદારીમાંથી મુક્ત થઈશ." કુંચીઓનો એક ઝુમખો ટેબલ ઉપર મૂકીને વિનય આગળ બોલ્યો: "તે વખતે તારે આ કુંચીઓથી આ પેટી ઉઘાડવી અને તેમાં જે કાંઈ હોય તે લલિતને જોવા તથા વાંચવા દેવું, અને કહેવું કે 'તારે આ શોધ ચલાવવાનું માથે લેવું હોય તો લે અને ન લેવું હોય તો તારી મરજી.' એ શોધ ચલાવવાનું કોઇને માથે ફરજીયાત નથી. કઈ બાબતની શોધ ચલાવવાની છે તે આ પેટી ખોલવાથી તું અને લલિત બેઉ જણા જાણશો. હવે તારા વાલીપણાની શરતો સાંભળી લે. અત્યારે મારી આવક વાર્ષિક પાંચ હજાર રૂપિયાની છે. તેમાંની અર્ધી આવક તને તું જીવીશ ત્યાં સુધી મળશે અને તે વિષે મેં મારા વસીયતનામામાં લખ્યું છે કે જો તું લલિતનો વાલી થવાનું સ્વીકારે તો તને તે આવક મળે અને બાકીની અર્ધી આવકમાંથી લલિતને માટે કપડાં કે કેળવણી ઇત્યાદિનું જે કાંઇ ખર્ચ કરવું પડે તે કરીને જે કાંઈ વધે તે એકઠું કરવું જેથી તે રકમ જો લલિત શોધખોળ કરવાનું માથે લે તો તેને કામમાં આવે."

મેં પૂછ્યું: "પણ ધારો કે હું જ પહેલાં મરી ગયો, તો?"

"તો પછી જુનાગઢનું રાજ્ય તેનું વાલી થશે અને જેમ તેના ભાગ્યમાં લખ્યું હશે તેમ થશે; પરન્તુ તે પહેલાં તારે એટલી સંભાળ રાખવાની કે એક વસીયતનામું કરીને તારે આ પેટી લલિતને પચીસ વર્ષની વયે મળે એવી વ્યવસ્થા કરવી અને તેની આવક કોઇ પરાયું ખાઈ ન જાય તેમ બનતી કાળજીથી કરવું: પછી તો કોઈ કોઇનું ભાગ્ય વેચી ખાધું છે? સાંભળ હરપાલ! કૃપા કરીને તું મને ના પાડીને નિરાશ કરીશ નહિ. એક રીતે આમાં તને પોતાને લાભ પણ છે. તું ગમે તેટલો ભણેલો અને ધનવાન હોય તો પણ તને

કોઇ સારા કુળની કન્યા મળે તે માટે મને શંકા છે. ખોટું લગાડીશ નહિ, તું પોતેજ તારા કદરૂપાપણાથી અજાણ્યો નથી. ધંધા-નોકરીમાં પણ તને મુશ્કેલી નડવાની અને મારી આવકનો જે અર્ધો ભાગ હું તને આપવા ઇચ્છું છું તેટલી આવક શરૂઆતથી જ તને ધંધા-નોકરીથી મળે કે કેમ તે તો તું પોતેજ વિચારી લે. એ કરતાં આ બેઠી આવકમાં મોજ કરીને મારા લલિતનું પુત્રવત પાલન કરવું એ તારે માટે ખોટું નથી."

એટલું બોલીને વિનય જોરથી હાંફતો મારી સામે આતુરતાથી જોઇ રહ્યો, પરંતુ મારા મનમાં હજી આનાકાની થઇ રહી હતી, કારણકે જે જવાબદારી માથે લેવાની હતી તે ઘણીજ વિચિત્ર હતી.

વિનય બોલ્યો: "હરપાલ! મહેરબાની કરીને તું ના પાડીશ નહિ. આપણી ટૂંક સમયની પણ દિલોજાન દોસ્તી યાદ કર અને હવે બીજી કાંઇ ગોઠવણ કરવાનો મને વખત નથી."

મેં કહ્યું: "બહુ સારૂં, વિનય! તારૂં કહેવું હું કબૂલ રાખું છું."

વિનય મારો જવાબ સાંભળીને ખુશી થઇ ગયો. તે બોલ્યો: "હાશ! મારી ચિંતા હવે દૂર થઇ. તેં મારાપર આજે મોટો ઉપકાર કર્યો છે. હવે તું મને ઇશ્વરના સમ ખાઇને વચન આપ કે તું મારા પુત્રને તારા પુત્રની પેઠેજ પાળીશ અને આ પત્રમાં મેં જે સૂચનાઓ લખી છે તે પ્રમાણે તું વર્તીશ."

મેં અંતઃકરણ પૂર્વક જવાબ આપ્યો: "હું તને વચન આપું છું."

"બહુ સારૂં; પણ યાદ રાખજે કે એક દિવસ હું તારા આ વચનનો હિસાબ માગ્યા વિના નહિ રહું. હું મરી જઇશ, તોપણ ભૂત થઇને હું તારી પાસેથી હીસાબ લઇશ, સમજ્યો?" એમ બોલતાંજ તેને ફરીથી સખ્ત ઉધરસ ચઢી.

થોડી વારે ઉધરસનો ઉભરો શમી જતાં તે બોલ્યોઃ હવે હું જઉં છું. આ પેટી, આ કુંચીઓ અને આ પત્ર મૂકી જઉં છું. હરપાલ! તું પ્રમાણિક છે એમ હું માનું છું, પરન્તુ જો તું કાંઈ દગો કરીશ, તો હું ભૂત થઈને તને પજાવ્યા વિના નહિ રહું."

શો જવાબ આપવો તે મને સૂજ્યું નહિ. વિનય ઉઠ્યો અને તે જવા માટે તૈયાર થયો. મેં કહ્યું: "આ શરદીમાં પાછા ઘેર જવાને બદલે અહીંજ સૂઈ રહેજો!"

"ના, મને અહીં ઉંઘ ન આવે." એમ કહીને તે ઉઠ્યો. પોતાના શરીરે કામળીને બરાબર લપેટતો તે બોલ્યોઃ "આ બધી જીવની માયા છે. જીવ છે, તો શરીરની સંભાળ રાખવાને તેને કપડાં પહેરાવીએ છીએ, કામળી ઓઢાડીએ છીએ, વરસાદ કે શરદીની હરકતમાંથી બચાવીએ છીએ; પણ રાત ગઈ ને પ્રભાત થતાં આંખો ઉઘડી નહિ, એટલે જગત આખું આળપંપાળ થઈ ગયું સમજવું! જીંદગીનો દીવો બુઝાઈ ગયો એટલે શરીર બળીને ખાક થઈ જવાનું! હરપાલ! મને આ જીંદગી જીવવા જેવી લાગતી નથી! પ્રેમના પાત્ર વિના જીવવું તે વૃથા છે. હવે તો મારા લલિતને જીંદગી જીવવા જેવી લાગે છે કે નહિ તેની વાત તે જાણે!"

એમ કહીને તે ચાલવા લાગ્યો. મેં કહ્યું: "વિનય! તારૂં શરીર સારૂં નથી, તો જરા વૈદ્યને બોલાવીને ઓસડ લીધું હોત તો ઠીક હતું."

"નહિ, નહિ, મારે ઓસડ ખાવું જ નથી. હવે તો હું આજ મરવા માટે જ ઘેર જઉં છું અને એકાંતમાં મરવાનું જ મને પસંદ છે."

"જોજે, ક્યાંક કંટાળાથી ઝેર-બેર ખાઇ લેતો નહિ!" મેં કહ્યું.

તે જરા હસ્યો અને બોલ્યો: "હું ગાંડો થઇ ગયો નથી."

વિનય જતો રહ્યો. હું ડહેલી બંધ કરીને પાછો ઓરડામાં આવ્યો. આ બધું જાણે કે ચમત્કારિક સ્વપ્ન જેવું બન્યું હોય એવું મને લાગ્યું. વિનય એક રાતમાં જ મરી જાય એવો કાંઇ નબળો નહોતો, છતાં આટલી મોડી રાતે આવીને તે આ બધી ધમાલ કરી ગયો તે ઉપરથી મને એમ લાગ્યું કે તેનું મગજ ચસકી ગયું હોવું જોઇએ. જે માણસ રાત્રે જ મરવાનો હોય તે આવડી મોટી પેટી પોતાની ખાંધે ઉચકીને આવે એ મને કેવળ અશક્ય લાગ્યું. તેની બીજી બધી વાતો ઉપર વિચાર કરતાં પણ મને તેમાં ઘણું-ઘણું અશક્ય અને ચમત્કારી તત્વ લાગ્યું. પોતાના પાંચ વરસના દીકરાને વર્ષોથી જોવાની પણ ઇચ્છા ન થાય એવો બાપ કોણ હોય? પોતાનું મોત થોડીવારમાં જ થવાનું છે એવું કહેનારો ત્રિકાળજ્ઞાની તો આ વિનયસિંગ પહેલો જ મેં જોયો! બે હજાર વર્ષની પેટીઓ તો મોટા મોટા રાજાઓની પણ હાથ લાગતી નથી, તો આ માણસની ૬૫-૬૬ પેટીઓનાં નામ ક્યાંથી જળવાઇ રહ્યાં હોય? પોતાના બાળકને ઉછેરવા માટે જીંદગીસુધી વાર્ષિક અઢીહજાર રૂપિયાનું સાલીયાણું આપનાર પણ મેં કોઇ જોયો નહોતો. આ બધી અશક્યતા અને વિચિત્રતા મને મુંઝવવા લાગી અને વિનયનું મગજ ખસી ગએલું સમજીને તેની વાતો ઉપર વધુ વિચાર કરવાનું પણ મને ગમ્યું નહિ. તેનો કાગળ અને કુંચીઓ ટેબલના ખાનામાં મૂકીને અને પેલી પેટીને ટેબલની બાજુએ જ પડી રહેવા દઇને હું તો સૂઈ ગયો અને થોડીવારમાં ઘસઘસાટ ઉંઘવા લાગ્યો.

સ્હવારમાં મારા ચાકર જુવાને મને ઉઠાડયો ત્યારે આઠ વાગી ગયા હતા. તે બોલ્યો: "વિનયસીંગ ગુજરી ગયા, અભડાવા જવું છે કે નહિ?"

## પ્રકરણ ૨ જું.

### વીસ વર્ષનો ગાળો.

વિનયના કારમા મરણની ખબરથી મને તો બહુજ આશ્ચર્ય થયું, પરન્તુ લોકો તેની તબીયત લાંબા વખતથી નબળી હોવાનું જાણતા હતા એટલે શહેરમાં બહુ ચકચાર થઈ નહિ. તેના મુડદાને અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો. મિત્રના મૃત્યુથી મને ગમગીની થાય એ સ્વાભાવિક હતું. પરન્તુ આગલી રાત્રે વિનય મારી પાસે આવી જે કાંઈ વાતો કરી ગયો હતો તે ઉપર હવે મને ઈતબાર બેસવા લાગ્યો, કારણકે તેણે કહ્યાં પ્રમાણે તેનું તેજ રાત્રે મરણ થયું હતું, એટલે તેણે કહેલી બીજી બધી વાતો પણ તેના મનના તુરંગ જેવી હોય એમ મને ન લાગ્યું.

ચોથે દિવસે મુંબઈથી એક સોલીસીટર આવ્યો. રાજ્યના દીવાનને મળીને તેણે વિનયસીંગના ઘરમાંથી કાગળ-પત્રો વગેરે પોતાના કબજામાં લેવાની માંગણી કરી. વિનયની મીલકતનો તે ટ્રસ્ટી હતો એવી દીવાનની ખાત્રી થઇ એટલે તેણે પંચની રૂબરૂ વિનયના ઘરમાંથી જે કાંઇ કાગળ-પત્રો વગેરે મળ્યા તે બધું લઇને સોલીસીટર મુંબઇ પાછો ચાલ્યો ગયો. વિનયની જે પેટી મારી પાસે હતી તે તો તેમની તેમજ રહી.

ત્યારપછી એક અઠવાડીયું શાન્તિમાં પસાર થઈ ગયું, પરન્તુ મારા મગજમાં શાન્તિ નહોતી. મને પેલી વિચિત્ર લોખંડી પેટી

સાંભર્યા કરતી હતી, વિનયની પેલી રાતની મુલાકાત અને તેની વિચિત્ર વાતો યાદ આવ્યા કરતી હતી, તે જે શોધખોળની વાત કરતો હતો તે શોધખોળ શાની હશે તેનાં અનુમાનો મારા મનમાં થયાં કરતાં હતાં અને વળી તેજ રાતે વિનયનું થએલું મરણ મને બહુજ ચમત્કારિક લાગતું હતું. મેં વિચાર કરી જોયો કે વિનયે આપઘાત તો નહિ કર્યો હોય? વિચાર કરતાં મને એ આપઘાત જ લાગ્યો. કોઇ કોઇ વાર આવી વિચિત્ર જવાબદારી માથે લેવા માટે મને પસ્તાવો પણ થતો હતો અને વિનયનો બધો ભેદ મારા સમજવામા ક્યારે આવશે તેની મને અધીરાઇ આવતી જતી હતી.

અઠવાડીયા પછી મારાપર એક પત્ર આવ્યો. તે મુંબઇથી આવ્યો હતો અને વિનયના સોલીસીટર જગમોહનદાસ અને જુગલભાઇની પેઢી તરફથી લખાયલો હતો. મેં તે પત્ર ફોડીને વાંચ્યો, તો તેમાં નીચે મુજબનું લખાણ મારા વાંચવામાં આવ્યું.

"મહેરબાન સાહેબ,

અમારા અસીલ મર્હુમ મી. વિનયસીંગ મહાબલસીંગ જે જુનાગઢમાં પોતાના મકાનમાં ગઇ તા. ૯ મીએ ગુજરી ગયા છે, તે પોતાની પાછળ એક વીલ અથવા વસીયતનામું કરીને મુકતા ગયા છે. તે વસીયતનામાનો અમલ કરવાનું તેમણે અમારી પેઢીને હસ્તક સોંપ્યું છે. તે વસીયતનામાની નકલ અમે તમને આ પત્રની સાથે બીડીએ છીએ તે ઉપરથી તમે તે વિષે જાણી શકશો. આ વસીયતનામાની રૂએ તમે મર્હુમ વિનયસીંગની મીલકતના અર્ધા ભાગના હિસ્સેદાર બનો છો, પણ તે એવી શરતે કે તેમનો પુત્ર લલિતસીંગ જે અત્યારે પાંચ વરસની ઉમરનો છે તેનું વાલીપણું તમારે સ્વીકારવું. અત્યારે આ મીલકત સરકારી કાગળીયાઓમાં રોકવામાં આવેલી છે

અને તેનું વ્યાજ નિયમિત રીતે મળ્યે જાય છે. મર્હુમ વિનયસીંગની સૂચના ઉપરથી જ અમે એ વસીયતનામું લખ્યું હતું અને વિનયસીંગે બહાલ તબીયતથી તે લખાવ્યું હતું, એટલે તે માટે તમોને કશી શંકા રાખવાનું કારણ નથી; નહિતો આ વસીયતનામાની વિગતો અને શરતો એટલી બધી વિચિત્ર છે કે તમને તે જરૂર આશ્ચર્ય પમાડે. અમને પણ તે લખતી વખતે સારી પેઠે નવાઇ લાગી હતી. એ શરતોની વિચિત્રતા એવી છે કે જેથી અમને મર્હુમ વિનયસીંગનું મગજ ઠેકાણે હોવા માટે પણ શંકા ઉપજી હતી અને બાળક લલિતસીંગના હિત માટે આવું વસીયતનામું થતું અટકાવવાનો અમને વિચાર સુદ્ધાં આવ્યો હતો, પરન્તુ વિનયસીંગ જે કાંઇ કરતા હતા તે મગજના ચસકેલપણાથી કે ઘેલછાથી કરતા નહોતા, પણ સંપૂર્ણ વિચાર કરીને સાજા મગજથી જ કરતા હતા, એ માટે અમને ખાત્રી થઇ, એટલે અમે તે વસીયતનામું ઘડી આપ્યું હતું.

"હવે બાળક લલિતનો કબજો લેવાના સંબંધમાં તમારી શી સૂચના છે, તે અમે જાણવા ઇચ્છીએ છીએ. એ સૂચના મળ્યાબાદ બાળક લલિતને તમારી તરફ મોકલવાની અને મીલકતના વ્યાજનો તમારો હિસ્સો તમને પહોંચાડવાની ઘટતી વ્યવસ્થા કરવામાં આવશે."

સોલીસીટરનો એ પત્ર વાંચી રહ્યા પછી તેની સાથેની વસીયતનામાની નકલ હું વાંચી ગયો. પૂરેપૂરી કાયદેસર રીતે તે વસીયતનામું લખાયું હતું. કાયદાની કેટલીક વિચિત્ર ભાષા તો મારાથી પૂરેપૂરી સમજી શકાઇ નહિ, તોપણ તે વાંચી જવાથી મારી સમજમાં એટલું તો આવી ગયું કે વિનયે પેલી રાત્રે મને જે કાંઇ કહ્યું હતું તેને બરાબર મળતી જ વિગતો તેમાં લખવામાં આવી હતી. વિનયની એ વાતચીતમાં મને જે શંકા રહેતી હતી તે હવે આ વસીયતનામું

વાંચવાથી દૂર થઇ ગઇ. હવે મારે બાળક લલિતનો કબજો લેવાનો હતો. એટલામાં મને એક ભુલી જવાએલી વાત એકાએક સાંભરી આવી ! વિનયે મને તે રાત્રે પેલી પેટીની સાથે એક બંધ કરેલો પત્ર પણ સોંપ્યો હતો, તે વાંચવાનું અત્યારસુધી મને સાંભર્યું જ નહોતું ! ટેબલના ખાનામાંથી મેં એ પત્ર શોધી કાઢયો અને ફોડીને વાંચ્યો. તે પત્રમાં કાંઇ ખાસ નવી વિગત નહોતી. પેલી પેટી જ્યારે લલિત પચીસ વરસની ઉમરનો થાય ત્યારે ઉઘાડવાની, લલિતને આસામી અને બંગાળી ભાષા શીખવવાની અને એવી બીજી જે સૂચના મને વિનયે મ્હોઢેથી કરી હતી તે સૂચના તે પત્રમા લખી હતી. છેવટમા તેમાં બે લીંટીઓ એવી મતલબની લખી હતી કે–ન કરે નારાયણ ને કદાચ લલિત પચીસ વર્ષની ઉમરનો થયા પહેલાં ગુજરી જાય તો પેલી પેટી મારે ઉઘાડવી અને મને યોગ્ય લાગે તો તેમાંની સૂચના પ્રમાણે મારે વર્તવું; જો મને તેમ કરવાનું યોગ્ય ન લાગે તો મારે પેટીમાંની દરેક વસ્તુનો નાશ કરી નાંખવો, પરન્તુ કોઇ અજાણ્યા માણસને તે વસ્તુઓ બીલકુલ સોપવી નહિ.

આ પત્ર વાંચવાથી મને કશું નવું જાણવાનું મળ્યું નહિ. તેમજ મારો વિચાર ફેરવવાનું કારણ પણ મને મળ્યું નહિ; એટલે હવે વિનયને મેં વચન આપ્યા મુજબ મારે લલિતનો કબજો લેવો જોઇએ અને તેના વાલીપણાના સ્વીકાર વિષેનો જવાબ સોલીસીટરો મેસર્સ જગમોહનદાસ અને જુગલભાઇને લખી મોકલવો જોઇએ. મેં તેમને પત્ર લખી નાંખ્યો અને તેમાં જણાવ્યું કે લલિતનો કબજો હું દસ દિવસની અંદર લઇને તેને મારા વાલીપણા હેઠળ ઉછેરવા તૈયાર છું.

બાળક પાંચ વરસની ઉમરનો થઇ ગયો હતો એટલે તેને માટે ધાવની કશી જરૂર નહોતી, પરન્તુ તેને રમાડવા માટે-ફેરવવા માટે ચાકર તો જોઇએજ. મારા ચાકર જુવાન ઉપર ઘરકામનો બોજો સારી પેઠે રહેતો અને મારો રસોઇઓ પણ તે જ હતો, એટલે લલિતને માટે બીજો ચાકર રાખવાનો મેં વિચાર કર્યો અને જુવાનને કહ્યું કે કોઇ બીજો સારો ચાકર મળે તો ધ્યાનમાં રાખજે, પરન્તુ જુવાને લલિતનો વધુ બોજો ઉઠાવવાની પણ હીંમત બતાવી એટલે મને નવો ચાકર રાખવાની પણ જરૂર પડી નહિ. લલિત જુનાગઢમાં આવી પહોંચે તે પહેલાં હું રાજકોટ ગયો અને ત્યાંની બેંકની તીજોરીમાં પેલી પેટીને માટે અમુક ભાડું ઠરાવીને તે સાચવવા માટે મૂકી આવ્યો, એટલે તેમાંની વિચિત્ર વસ્તુઓ વીસ વરસ સુધી જાળવી રાખવાની મારી ચિંતા દૂર થઈ ગઈ. હું જુનાગઢ પાછો આવ્યો તેને બીજે દિવસે એક વૃદ્ધ બાઇ લલિતને લઇને જુનાગઢમાં મારે ઘેર આવી પહોંચી.

લલિત ખરેખર લલિત-સુંદર હતો. તેના જેવું સુંદર, સ્વરૂપવાન અને ઘાટીલાં અંગોવાળું બાળક મેં પહેલાં કોઇ વાર જોયું નહોતું. તેની આંખો નાની બદામો જેવી હતી, કપાળ વિશાળ અને તેજદાર હતું, ઓઠ નાના અને પરવાળા જેવા લાલ હતા, અને હાથ પગ પ્રમાણમાં પુષ્ટ હતા, મારા ઘરમાં આવતાં શરૂઆતમાં તો તે બાળકને ચેન પડયું નહિ અને તેની પાલક ધાત્રીથી છૂટા પડતાં તે રડયો પણ ખરો, પરન્તુ જુવાને તેને ફોસલાવ્યો, પટાવ્યો, સારાં રમકડાં આપીને રીઝવ્યો, એટલે તેને ધીરે ધીરે ગમવા માંડયું. મારૂં બેડોળ શરીર અને કદરૂપો ચહેરો જોઇને લલિત પહેલાં તો મારાથી બ્હીવા લાગ્યો પણ બે દિવસમાં તો તે મારી મમતાને લીધે મારાથી હળી ગયો, એટલે પછી તે મારી બેઠકના ઓરડામાં જ આખો દિવસ

રહીને રમવા લાગ્યો. ધીરે ધીરે લલિત આખા મહોલ્લામાં સૌનો માનીતો થઇ પડ્યો. તેનું સુંદર વદન, તેનું રમતીયાળપણું, તેના કાલા મીઠા બોલ, એ તેનું મુખ્ય આકર્ષણ થઇ પડ્યું. કોઇને ત્યાંથી તેને રમવાને રમકડું મળે, કોઇને ત્યાંથી ખાવાની મીઠાઇ મળે, કોઇને ત્યાંથી સાથે રમવા માટે સમાન વયનો સોબતી મળે, એમ કરતાં કરતાં તે આખા મહોલ્લામાં ઘેર ઘેર જાણીતો થઈ ગયો અને તેને સંભાળવાનો-તેની ચિંતા રાખવાની પણ મને જરૂર પડી નહિ. છતાં હું તો તેની તબીયત માટે અને તેની ટેવો તથા રીતભાત સારાં થાય તે માટે પૂરતી કાળજી રાખ્યા કરતો. જેમ જેમ સમય જવા લાગ્યો તેમ તેમ અમારી વચ્ચે પિતા પુત્રનો ભાવ જામવા લાગ્યો.

વર્ષો વીતવા લાગ્યાં અને લલિત બાળક મટીને છોકરો થયો. જેમ જેમ તે મોટો થવા માંડ્યો તેમ તેમ તેની સુંદરતા વધવા લાગી. તે પંદર વરસનો થયો એટલે લોકો તેને કામદેવ કહેવા લાગ્યા અને મને બે પગવાળું જાનવર કહેવા લાગ્યા! એક વાર અમે સાથે ફરવા જતા હતા, તે વખતે અમારી પાછળ એક જુવાન છોકરો બૂમ પાડીને બોલ્યો: " આ પેલો વાંદરો જાય! " આ અપમાન લલિતથી સાંખી શકાયું નહિ, એટલે તેણે પાછો ફરીને પેલા છોકરાને પકડી તેને બે તમાચા ખેંચી કાઢ્યા! બીજે પણ એક વખતે પચીસ વરસના એક જુવાનને તેણે એવાજ કારણસર પકડીને સારી પેઠે ઠોક્યો! આ ઉપરથી મને લલિતની સુંદરતા ઉપરાંત તેની બળવત્તાની પણ પ્રતીતિ આવી. લલિતને ભણાવવા માટે જે સૂચના તેના બાપે મને કરી હતી તે સૂચના પ્રમાણે જ હું તેને ભણાવવા લાગ્યો. બંગાળી ભાષા તો હું અને તે સાથે ભણવા લાગ્યા, પરન્તુ ગુજરાતી અને અંગ્રેજી તથા ગણિત જેવા બીજા વિષયો મેંજ તેને શીખવ્યા.

આસામી ભાષા તેને શીખવવા માટે મેં એક ખાસ શિક્ષકને બોલાવીને રોકયો અને હું પણ તેની સાથે સાથે એ ભાષા શીખવા લાગ્યો. કામરૂ દેશની જૂની ભાષા કે જે આસામી ભાષાનો જ એક ભાગ હતો અને જે ભાષા કેટલેક અંશે આસામના જંગલી પ્રદેશમાં બોલાતી હતી, તે પણ એ આસામી શિક્ષક પાસેથી અમે શીખી શક્યા. તે સત્તર વરસનો થયો એટલે હું અને લલિત એક વાર હિંદુસ્તાનના જૂદાજૂદા ભાગોમાં પ્રવાસ કરી આવ્યા. એકવીસ વરસની વયે પહોંચતાં લલિત એક સુદૃઢ જુવાન થયો અને ભણતરમાં પણ તેણે સારી પ્રગતિ કરી બતાવી. અનેક વિષયોનાં પુસ્તકો તેણે અભ્યાસનાં પુસ્તકો ઉપરાંત વાંચ્યાં. એ વખતના અરસામાં મેં તેને તેના જીવનની થોડી થોડી વાતો કહી અને તેના પિતાની ભેદભરી વાતનો થોડો ભાગ પણ કહ્યો. સ્વાભાવિક રીતેજ તેથી તે આશ્ચર્ય પામ્યો અને તેના મનમાં એક કુતૂહળ જન્મ્યું કે મને તેણે અનેક પ્રશ્નો કર્યા. મેં તે બધા પ્રશ્નોના સંપૂર્ણ જવાબો ન આપ્યા અને એટલું જ કહ્યું: " તને બધી વિગતો જણાવવાને હજી કાંઇક વાર છે." ત્યારપછી તેણે મને પોતાનું કુતુહળ શમાવવાને બહુ પ્રશ્નો કર્યા નહિ, તોપણ તે બધું જાણવાને તે આતુર થતો જતો હતો એમ હું ઘણી વાર તેની મુખચર્યાપરથી સમજી શકતો.

એક મુશ્કેલી એવી હતી કે લલિત જુવાન થતાં અને તે ધનવાન તથા સ્વરૂપવાન છે એવી વાતો લોકોમાં પ્રસરતાં અનેક રજપૂત કુટુંબો તરફથી તેના વિવાહનાં કહેણ આવવા માંડયાં! લલિત પોતે વિનયી હતો, એટલે પચીસ વરસની વયનો થવા છતાં તેણે મારી પાસે પોતાના લગ્ન સંબંધે એક શબ્દ પણ કાઢયો નહોતો,

તોપણુ એક વાર મેં તેને કહી દીધું કે હમણાં હું તને પરણાવવા માંગતો નથી. કહેણ લાવનારાઓને પણ હું આવો સ્પષ્ટ જવાબ દેતો, જોકે તેથી જુવાન પુત્રીઓના પિતાઓને સ્વાભાવિક રીતે નિરાશ થવું પડતું.

## પ્રકરણ ૩ જું.

### આરસની તખતી.

લલિતને પચીસમું વર્ષ જે દિવસે પૂરૂં થવાનું હતું તેની પહેલાં બે દિવસે હું અને લલિત રાજકોટ ગયા અને જે બેંકમાં પેલી ભેદ-ભરી પેટી અનામત મૂકી હતી તે તેનું ભાડું ચૂકતુ આપીને જુનાગઢ ખાતે ઉપાડી લાવ્યા. વીસ વરસ સુધી એક વાર પણ પેટી ઉઘાડયા વિના અમે તે પેટીને જેમની તેમ પાછી માંગી ત્યારે બેંકના કારકુનોને પણ નવાઇ લાગી.

બીજા દિવસનું પ્રભાત ઉગ્યું. તે દિવસ લલિતની પચીસમી વર્ષગાંઠનો હતો. પ્રભાતમાં જ લલિત બિછાનામાંથી ઉઠીને મને પગે લાગ્યો. મેં તેના પિતાના જેવા વત્સલ ભાવથી માથે હાથ મૂકી દીર્ઘાયુઃ થવાનો આશીર્વાદ આપ્યો. હું સમજતો હતો કે પેલી પેટી ઉઘાડીને જોવાની ચટપટી લલિતના મનમાં લાગી રહી હતી એટલે મેં કહ્યું: "બેટા! અધીરો થઇશ નહિ. ચાહ પાણી પીધા પછી આપણે પેટી ઉઘાડીશું."

બરાબર નવ વાગતાં અમે નિત્યકર્મ અને ચાહ પાણીથી પર-વાર્યા. મેં જુવાનને બોલાવ્યો અને તેની પાસે પેલી પેટીને મારા ટેબલ ઉપર મુકાવી. પેટી મુકીને જુવાન જવા લાગ્યો એટલે મેં તેને કહ્યું: "જરા ઊભો રહે; જો લલિતને કાંઇ વાંધો ન હોય, તો તારા જેવા એક તટસ્થ અને વિશ્વાસપાત્ર સાક્ષીની સમક્ષ હું આ પેટી ઉઘાડવા ઈચ્છું છું."

"મને કશો વાંધો નથી, કાકાશ્રી." લલિત બોલ્યો. તે મને મને હંમેશાં કાકા કહીને જ બોલાવતો.

મારી સુચનાને અનુસરીને જુવાને ઓરડો બંધ કર્યો અને અંદરથી સાંકળ વાસી. પછી મેં એ પેટી ઉઘાડવા માટેની કુંચી-ઓનો ઝુમખો કબાટમાંથી શોધી કાઢયો. એ ઝુમખામાં ત્રણ કુંચીઓ હતી. એક સૌથી મોટી લોખંડની કુંચી હતી અને તેવી કુંચીઓ તો આજકાલ ઘણે સ્થળે વપરાતી જોવામાં આવે છે. બીજી એક તદ્દન જુની ઢબની કુંચી હતી અને તે લોખંડની નહોતી પણ પંચધાતુની બનાવેલી હશે એમ લાગતું હતું. અને ત્રીજી રૂપાની કુંચી હતી તે ઘાટમાં અને દેખાવમાં એવી વિલક્ષણ હતી કે મેં કોઈ દિવસ તેના જેવી કુંચી ક્યાંય જોઇ નહોતી !

જાણે કે ઓચીંતી સુરંગ ફોડવાની હોય, તેવી રીતે મેં પ્રશ્ન કર્યો: "હવે તમે બેઉ તૈયાર છો?" બેમાંથી કોઇ કશું બોલ્યા નહિ, એટલે મેં પહેલાં પેટીના તાળામાં થોડું તેલ નાંખીને પછી તેના કાણામાં પેલી મોટી લોખંડની કુંચી દાખલ કરી. મારો હાથ ધ્રૂજતો હતો અને તાળું પણ કટાયલું હતું એટલે થોડી મહેનત પછી તાળામાં કુંચી ફરી શકી. તાળું ઉઘાડ્યું એટલે લલિતે તેનું વજનદાર ઢાંકણું જરા જોર કરીને ઉઘાડ્યું. પેટીના મીજાગરા પણ કટાઇ ગએલા હતા.

ઢાંકણું ઉઘાડતાં માલૂમ પડયું કે તેની અંદર એક બીજી પેટી હતી અને તે ઉપર રજ છવાઇ ગએલી હતી. એ પેટી અમે ઉચકીને બહાર કાઢી અને જુવાને તે ઉપરની રજ એક કપડાના ઝાટકણીઆ-વડે ઝાટકી નાંખી.

એ પેટી સીસમના લાકડાની બનાવેલી હતી અને તેની બધી બાજુએ લોખંડના ચાપડા જડેલા હતા. લાકડું કેટલેક સ્થળેથી ખવાઇ ગયેલું જણાતું હતું તે ઉપરથી અનુમાન કરી શકાતું હતું કે પેટી ઘણા જૂના કાળની હોવી જોઇએ. પેલી પંચ ધાતુની કુંચી-વડે મેં એ પેટીનું તાળું ઉઘાડયું અને જુવાન તથા લલિત વાંકા વળીને આતુરતાપૂર્વક તેમાંની વસ્તુ જોવાને ઊભા રહ્યા. પેટીનું ઢાંકણું ઉઘાડતાં અમે અત્યંત નવાઇ પામ્યા! તેની અંદર એક સુંદર રૂપાની પેટી હતી! એ પેટી સમચોરસ એક ફુટની હતી અને આઠેક ઈંચ ઉંચી હતી. તે કયા દેશની બનાવટ હશે તેજ અમારા સમજવામાં આવ્યું નહિ. લલિત કહે કે તે ચીનની બનાવટ હશે અને મેં ધાર્યું કે તે હિંદનીજ બનાવટ હોવી જોઇએ. પેટીની ધાતુ ઉપર ઝાંખાશ આવી ગઈ હતી, પરન્તુ બીજી બધી રીતે પેટી સુંદર તથા મજબૂત હતી.

એ રૂપાની પેટીને બહાર કાઢીને મેં ટેબલ ઉપર મૂકી અને પછી સૌની ચુપકી વચ્ચે પેલી રૂપાની કુંચી તેની કળમાં દાખલ કરી. એક બે આડા અવળા યત્નો પછી કળ ઉઘડી એટલે મેં તેનું ઢાંકણું ઉઘાડયું. તેમાં કથાઇ રંગના રેસા ભરેલા હતા. તે રેસા શાના હશે તે પહેલાં તો મારાથી કળી શકાયું નહિ, પણ પાછળથી અમે જાણ્યું કે તે કોઇ વૃક્ષની છાલના રેસા હતા, કે જેમાંથી જૂના

વખતમાં લોકો કાપડ બનાવીને શરીરપર ધારણ કરતા. આ રેસા પેટીમાંથી બહાર કાઢીને ટેબલપર તેનો ઢગલો કર્યો. રેસા ખલાસ થયા એટલે એક સાધારણ પરબીડીયું મારા જોવામાં આવ્યું. તેની ઉપર વિનયસીંગના જ હસ્તાક્ષરમાં લખેલું હતું:

"મારા પુત્ર ચી૦ લલિતસીંગને પહોંચેઃ પ્રભુ તેને આ પેટી ઉઘાડવા અને પોતાનું પરાક્રમ બતાવી આપવા જેટલું આયુષ્ય આપો!"

એ પત્ર મેં લલિતના હાથમાં મૂક્યો. લલિતે પરબીડીયું જોઇ, તે ઉપરનું લખાણ વાંચી ટેબલપર મૂક્યો અને મને કહ્યું: "હં, હવે બીજું જે કાંઈ હોય તો કાઢો!"

પેટીમાં એક ચીકણા કાગળનું ટીપણું હતું. મેં તે ઉખેળી જોયું તો તે પણ વિનયના હસ્તાક્ષરેજ લખાયલું માલૂમ પડ્યું. તેના મથાળે લખ્યું હતું: "આરસની તખતી ઉપરની પ્રાચીન લિપિમાં કરેલા લખાણનો તરજુમો." મેં તે ટીપણું પેલા પત્રની બાજુમાં જ મૂકી દીધું. પછી એક પ્રાચીન ચર્મપત્રનું ટીપણું હાથ લાગ્યું જે પહેલાં કેવા રંગનું હશે તે કહી શકાતું નહોતું, પણ અત્યારે કાળની અસર થવાથી કીરમજી રંગનું બની ગયું હતું. એ પણ તખતી પરના પ્રાચીન લખાણના તરજૂમોજ હતો પરંતુ તેની લિપિ લગભગ સોળમા સૈકાના જેવી જણાતી હતી.

આ ટીપણાની હેઠળ કાંઇક વજનદાર વસ્તુ હતી અને તેની ઉપર પીળા રંગનું રેશમી વસ્ત્ર વીંટાળેલું હતું. તેની આસપાસ પાછા પેલા રેસા ભરેલા હતા. કાળજીથી અને ધીરે એ રેશમી વસ્ત્ર મેં સેરવી લીધું એટલે કાળા આરસની એક વાંકી ચૂંકી તખતી જોવા-

માં આવી ! આ તખતી એકાદ ઇંચ જેટલી જાડી હતી અને આશરે દસ દસ ઇંચ લાંબી પહોળી હતી. તેની બેઉ બાજુએ જૂદી જૂદી પ્રાચીન લિપિઓમાં અક્ષરો ખોદવામાં આવ્યા હતા. અક્ષરો ખોદવાનું કાર્ય હાલના જેટલું સુઘડ તે વખતે નહિ થતું હોય એવું એ અક્ષરોના ઘાટ અને અણુસરખા ઉંડાણ ઉપરથી માલૂમ પડતું હતું, તોપણ એ પ્રાચીન લિપિઓ જાણનાર અક્ષર જરૂર ઉકેલી શકે એમ તો મને લાગ્યું. તખતી કોઇ અકસ્માતથી ભાગેલી હતી અને વચમાંથીજ તેના બે ટુકડા થઇ ગયા હતા પરંતુ કોઈ પ્રાચીન કાળના કારીગરને હાથે તેને સોનાના અંકોડાથી જોડીને રાખવામાં આવી હતી. અંકોડા જરા ઢીલા હતા એટલે બેઉ ટુકડાની કીનારો એક બીજીની સાથે ઘસાતી ખરી, છતાં અક્ષરોનો ભાગ કાંઇ ખંડીત થયો નહોતો. જૂદા જૂદા સમયમાં જૂદા જૂદા કારીગરોને હાથે લિપિના ઘાટમાં થોડા વધુ ફેરફાર સાથે એ અક્ષરો ખોદાયલા દેખાતા હતા.

લલિતે પૂછ્યું: "હવે કાંઈ બાજું છે ?"

મેં પેટીમાં હાથ ફેરવીને જોયું તો એક હાથીદાંતની નાની તખતી હાથ લાગી જેમાં લલિતની માતાનું રંગીન ચિત્ર આલેખેલું હતું. તે તખતીની પાછળ બિચારા વિનયે સ્વહસ્તે લખ્યું હતું: "મારી પ્રિય ગૃહિણી." તે ઉપરાંત પેટીમાંથી એક સોનાનું નાનું લંબગોળ તાવીજ મળ્યું, જેના ઉપર ચિત્રલિપિમાં કાંઈ કોતરેલું હતું, જેનો અર્થ "કુંબલ સુત અરિદમન" એવો થતો હતો.

લલિતે પોતાની માતાની છબી ક્ષણભર જોઇ અને તે તથા તાવીજ બેઉ ટેબલપર મૂક્યાં, પછી તેણે પેલો પત્ર ફોડ્યો અને અમે બેઉએ વાંચ્યો.

"મારા પ્રિય પુત્ર લલિત!

"જ્યારે તું આ પત્ર ખોલીને વાંચશે ત્યારે તને તું જીવતો હોઇશ તો જુવાન થઇ ચૂક્યો હોઇશ, અને હું મરણ પામી ચૂક્યો હોઇશ, એટલું જ નહિ પણ મારી ઓળખાણ પિછાણ વાળાઓ મને ભૂલી ચૂક્યાં પણ હશે. પરન્તુ આ પત્ર વાંચતી વખતે તું એમજ માનજે કે આ પત્રના શબ્દો હું સ્વર્ગમાંથી બોલી રહ્યો છું અને તને સંભળાવી રહ્યો છું. જોકે હું મરણ પામ્યો છું, તોપણ તું આ પત્ર વાંચે છે, તે વખતે હું તારી બાજુએ જ ઊભો છું, એમ તારે સમજી લેવું. કેવળ નાનો બાળક હતો ત્યારે મેં તને જોયો હતો, ત્યાર પછી આજસુધી મેં તારૂં મ્હોં જોયું નથી. આ માટે તું મને માફ કરજે. તારા જન્મથી તારી માતા મરણ પામી અને તેના મરણની વેદના મારે માટે અસહ્ય થઇ પડી, તેથી જ મેં તારૂં મ્હોં જોયું નથી. જો હું વધુ જીવ્યો હોત તો તારૂં મ્હોં જોવાના અણગમાની લાગણીને હું જીતી લઇ શક્યો હોત, પરંતુ મારા નસીબમાં જીવવાનું લખાયલું જ નથી. મારા શરીરને અને મનને એટલી વેદના થાય છે કે હું તે સહી શકતો નથી; તેથી તારા ભવિષ્યના હિતને માટે મારે જે ગોઠવણ કરવાની હતી તે જ્યારે થઇ ચૂકી છે, ત્યારે હું ખુશીથી મોતનું શરણું શોધું છું. પ્રભુ મને મારો અપરાધ માફ કરો! કદાચ હું જીવું તોપણ એકાદ વર્ષથી વધારે તો મારી જીવનદોરી નભે તેમ છેજ નહિ."

હું વચ્ચે બોલ્યોઃ "એટલે તેણે આપઘાતજ કર્યો હોવો જોઇએ. મેં એમજ ધાર્યું હતું."

લલિતે કશો જવાબ આપ્યા વિના કાગળ આગળ વાંચવા

આંડર્યો: " હવે મારા સંબંધે તો આટલી વાત જ બસ છે. મારે જે કાંઇ વધારે કહેવું છે તે તો તારા સંબંધે છે. હુરપાલ મારો મિત્ર છે. જો તે હા કહે તો તેને જ મારે તને ઉછેરવાની જવાબદારી સોંપવી છે. તેણે તને આ પત્ર વાંચ્યા પૂર્વે તારા કુળની કાંઇ વિચિત્ર જૂની વાતો કહી હશે. આ પેટીની અંદરની વસ્તુઓ તે વાતો સાબીત કરી આપવા માટે પૂરતી છે. જે વિચિત્ર કથા તારી હજારો વર્ષ પહેલાંની દાદીએ આરસની તખતી ઉપર કોતરી છે તે કથા મને મારા પિતાએ મોતની પથારીએથી કહી સંભળાવી હતી અને તેની સખ્ત અસર મારા મન ઉપર થઇ હતી. જ્યારે હું માત્ર ઓગણીસ વરસની ઉમરનો હતો, ત્યારે સત્ય વાત શોધી કાઢવાનો મેં મારા મનથી ઠરાવ કર્યો. પૂર્વે બાદશાહ અકબરના વખતમાં પણ આપણા એક દાદાએ આવોજ ઠરાવ કર્યો હતો પણ તેને માટે તે દુર્ભાગી નીવડયો. મારા ઉપર જે જે વીત્યું છે તે હું અહીં કહેવા ઇચ્છતો નથી. પણ મેં મારી પોતાની નજરે એટલું તો જોયું છે કે કામરૂ દેશમાં બ્રહ્મપુત્રા નદીના કાંઠા ઉપર એક મોટી પર્વતમાળા આવેલી છે. તેના મોખરાની એક પર્વતના શિખર પર બુદ્ધ ભગવાનનું મસ્તક જંગી પત્થરમાંથી કોતરી કાઢેલું છે. આ વિષે આરસની તખતીમાં ઉલ્લેખ કરેલો છે. હું ત્યાં જાઇ પહોંચ્યો અને તે મુલકના વતની પાસેથી મેં જાણ્યું કે આગળ જતાં વિચિત્ર ઘાટના પર્વતો આવે છે અને તેમાં ગુફાઓ તથા કાદવ કીચડની ખાઇઓ બેશુમાર છે. વિશેષમાં એટલું પણ મારા જાણવામાં આવ્યું કે ત્યાંના લોકો કામરૂ દેશની ભાષા બોલે છે. તે ભાષા આસામી ભાષાની જ એક નજીકની શાખા છે. તે મુલકનું રાજ્ય એક રૂપવતી રાણીના કબજામાં છે જેને ત્યાંના લોકો ભાગ્યેજ કોઇ વાર જોઇ શકે છે, છતાં જીવતાં અને મૂએલાં સૌ

કોઇ ઉપર તેની સત્તા ચાલે છે ! આ બધી વાત પેલા માણસે અને જે દિવસે કહી તે પછી બે દિવસની અંદર તે માણસ મરણ પામ્યો. ત્યાંની કાદવ કીચડની ખાઇઓની ઝેરી હવાથી તેને તાવ આવ્યો હતો અને તેની અસરે તેનો જીવ લીધો હતો. મારી પાસેની ખોરાકી ખૂટવા આવી હતી અને મારી તબીયત ઉપર ખરાબ અસર થવા લાગી હતી તેથી મને એકલેથી જ પાછા ફરવાની ફરજ પડી હતી.

" ત્યારપછી મારે માથે શું શું વીત્યું તે વિસ્તારથી કહેવાની જરૂર નથી; માત્ર એટલુંજ બસ છે કે જે હોડીમાં હું બ્રહ્મપુત્રા નદીમાં પ્રવાસ કરતો હતો તે હોડી ભાગી ગઇ અને એક ખારવાએ મને માંડ માંડ બેભાન દશામાં કિનારે કાઢ્યો. હું જ્યારે પૂરા ભાન-નમાં આવ્યો ત્યારે હું કલકત્તામાં પહોંચ્યો હતો. ત્યાંથી હું મુંબઇ આવ્યો અને ત્યાં તારી માતાને બોલાવીને હું તથા તે રહેવા લાગ્યાં. ત્યાંજ તારો જન્મ થયો અને તારી માતાનું મરણ થયું. મેં બંગાળી તથા આસામી ભાષા શીખવાનો પ્રારંભ કરેલો, પરન્તુ મારી તબીયત બગડતાં મારે તે મૂકી દેવો પડયો અને મુંબઇમાં રહેવાથી તબીયત વધુ બગડશે એવું લાગવાથી હું મીલકતની વ્યવસ્થા કરીને જુનાગઢમાં મારા પિતાના ઘરમાં આવીને રહ્યો. બંગાળી તથા આસામી ભાષા શીખીને ફરીથી એક વાર કામરૂ દેશમાં જવાની અને આપણા કુળમાં પરંપરાથી ચાલી આવતી વાતની શોધખોળ ચલાવવાની મારી અભિ-લાષા હતી, પરન્તુ નબળી તબીયતને કારણે મારી એ ભેદભરી અ-ભિલાષા મનમાં જ રહી ગઇ.

" પરન્તુ બેટા લલિત ! તારે માટે હજી ભવિષ્ય આશાભર્યું છે અને આ મારો અનુભવ તથા તે સાથે આપણા વંશમાં પરંપ-રાથી ચાલી આવતી વાતનાં મૂળ સાધનો હું તને સોંપું છું. જ્યાં-

સુધી તું ઉમરલાયક થાય નહિ, અને આ ભેદભરી વાતનું મૂળ શોધવું તે વિષે તારી મેળે નિર્ણય કરવાની શક્તિ તારામાં આવે ત્યાં-સુધી આ વસ્તુઓ તારા હાથમાં ન મૂકવી એવો જ મારો હેતુ હતો. હવે તું નિર્ણય કરી શકીશ કે આ વાત સાચી છે કે આપણી દાદીના ઘેલા મગજમાં ઉઠેલો માત્ર તરંગ છે. હું પોતે તો માનતો નથી કે આ ભેદભરી વાત કેવળ કલ્પિત હોય. હું ધારું છું કે એ વાતનું મૂળ શોધી શકાય તેમ છે. જો જીવન ચોમેર પ્રસરેલું છે તો એ જીવનને લાંબો સમય ટકાવી રાખવાનાં સાધનો પણ હોવાં જોઈએ. અમર જીંદગી ભોગવનારાઓની વાતો પણ આપણે સાંભળીએ છીએ. પરન્તુ હું તને કોઈ રીતે વ્હેમાવી દેવા ઇચ્છતો નથી. તું તારી મેળે જ આ બધું વાંચીને નિર્ણય કરી લેજે. જો તારી ઇચ્છા થાય કે આ ભેદની શોધખોળ ચલાવવી જ, તો તે માટેનાં સાધન–સામગ્રીનો તોટો તને ન પડે તે માટેની જોગવાઈ હું મારી પાછળ મૂકતો જઉં છું. પણ જો તને એમ જ લાગે કે આ બધું કલ્પિત છે અને તેનો કશો અર્થ નથી, તો હું તને સૂચના કરું છું કે આ આરસની તખતી અને તેની સાથેનાં બધાં લખાણોનો તું નાશ કરી નાંખજે અને આપણા વંશને પેઢીએ પેઢીએ મુંઝવણ ઉત્પન્ન કરવાનું આ સાધન રહેવા જ દઈશ નહિ. અજાણી વસ્તુઓમાં હાથ ઘાલવો તેના જેવું જોખમભર્યું બીજું કાંઈ નથી; છતાં તેમાં હાથ ઘાલ્યા પછી જો માણસ સફળ થાય છે અને ભેદનો પાર પામે છે તો તેના સુખનો પાર રહેતો નથી. બેટા લલિત! આ બેમાંનો તને જે માર્ગ પસંદ પડે તે માર્ગ ગ્રહણ કરવાને હવે તું છૂટો છે, અને મારો તને આશીર્વાદ છે."

પત્ર પૂરો થયો. તેની નીચે સહી નહોતી કે તારીખ પણ

નહોતી. લલિતે મને પૂછ્યું: "કેમ કાકાશ્રી! હવે તમે શું ધારો છો? આપણે ભેદભરી વાત તો જાણી ચૂક્યા."

મેં લલિતની જરા પરીક્ષા કરવાને કહ્યું: "મારે વળી ધારવાનું શું છે? વીસ વરસ પહેલાં જ મેં તો જોયું હતું કે તારા બાપનું મગજ ઠેકાણે નહોતું. મને આ પેટી સોંપવા તે આવ્યો ત્યારે જ હું તેનું અવ્યવસ્થિત મન જોઇ ચૂકયો હતો, એજ સ્થિતિમાં તેણે આપઘાત પણ કર્યો. મને આ બધી તેના મગજની ભ્રમણા જેવું લાગે છે."

જુવાન વચ્ચે બોલ્યો: "હા, સાહેબ! મને પણ તેવું જ લાગે છે."

"ઠીક, હવે આ આરસની તખ્તી પર શું લખ્યું છે તે તો જરા જોઇએ!" એમ કહીને લલિતે એ તખ્તી પરના લેખનું તેના બાપે કરેલું ભાષાંતર હાથમાં લીધું અને વાંચવા માંડયું:

'શાક્ય વંશના રાજકુમાર કંબલકુમારની ગૃહિણી અને નેપાળની રાજકુમારી હું અન્નપૂર્ણા હવે મરણને કાંઠે બેઠી છું. મારા એકના એક પુત્ર અરિદમનને માલૂમ થાય કે હું તારા પિતા સાથે તક્ષશિલામાંથી નાસીને પૂર્વના દેશ તરફ ગઈ હતી. તારા પિતાએ બૌદ્ધ ભિક્ષુપદ ધારણ કર્યું હતું, અને તેણે તે મહાવ્રત તોડીને મારી સાથે પ્રેમ જોડયો હતો. અમે પૂર્વ તરફ નાસતાં નાસતાં બ્રહ્મપુત્રા નદી પાસે પહોંચ્યા અને ત્યાંથી આગળ વધતાં મોટી પર્વતમાળા શરૂ થઇ, જ્યાંનો પ્રદેશ કામરૂપ દેશને નામે ઓળખાતો હતો. પર્વતમાળાના મોખરાના એક પર્વત બુદ્ધ ભગવાનનું જંગી મસ્તક કોતરી કાઢેલું હોય એવું તેનું શિખર દેખાતું હતું. ચાર દિવસ સુધી અમે

પર્વતમાળાની વચ્ચે નદીમાં હોડીમાં આગળ વધ્યા, પણ માર્ગમાં અમારી સાથેના કેટલાક માણુસો ડુબી મુવા અને કેટલાક માંદગીથી મરણ પામ્યા. કાદવ કીચડની ખાઇઓ અને અઘોર જંગલમાં થઇને જંગલી માણુસો અમને કેદ કરીને આગળ લઇ ગયા. ત્યાં જંગલાંનાં ટોળે ટોળાં હતાં તે આકાશને છાઇ દેતાં અને સૂર્યના પ્રકાશને પણ અટકાવતાં. દસ દિવસની મુસાફરી પછી અમે એક એવા પહાડ પાસે પહોંચ્યા કે જે પહાડને કોતરીને અનેક ગુફાઓ બનાવેલી હતી અને એવી ગુફાઓથીજ આખો પહાડ પોલો કરી નાંખવામાં આવેલો હતો. ત્યાં કોઇ પુરાતન નગરનાં ખંડેરો અમારા જોવામાં આવ્યાં. ત્યાંની ગુફાઓ એવી ઉંડી હતી કે જેનો બીજો છેડો કોઇને હાથ લાગતોજ નહિ. એ જંગલી લોકો અમને તેમની મહારાણી પાસે લઇ ગયા. એ રાણી કોઇ જોગણી છે કિંવા જબરી જાદૂગરણી છે. તે બધી વસ્તુઓનું જ્ઞાન ધરાવે છે. તેની સુંદરતા અપ્સરા જેવી અનુપમ છે અને જીંદગી કે જુવાની તેને વશ થઇને રહેલી છે, એટલે તે સદા "અમર અપ્સરા" છે. તેના જંગલી સેવકો અજાણ્યા માણુસોને માથે તપાવેલા માટીના ઘડા મૂકે છે અને તેમને મારી નાંખે છે. આ કામરૂ દેશની અમર અપ્સરાની પ્રેમભીની આંખો તારા પિતા કંબલકુમાર ઉપર પડી. તે અપ્સરાએ મને મારી નાંખી જ હોત અને તારા પિતાને પોતાના સ્વામી તરીકે રાખી લીધો હોત, પરન્તુ તારા પિતાનો મારી પર અથાગ પ્રેમ હતો, તે અમર અપ્સરાથી બ્હીતો હતો, તેથી તે એ અપ્સરાની ઇચ્છાને વશ થયો નહિ. પછી અત્યંત ભયંકર માર્ગે થઇને પોતાની જાદૂઇ શક્તિ વડે તે અમને એક ઉંડા કોતર પાસે લઇ ગઇ. એ કોતરમાં એક વૃદ્ધ ફીલસુફ મરણ પામેલો પડયો હતો. એ કોતરમાં જીંદગીને અમર કરનારો અગ્નિ અખંડ સળગ્યા કરતો

હતો તે તેણે અમને બતાવ્યો. તે અગ્નિ મેઘના જેવો ભયંકર ગગડાટ કરતો હતો અને આમ-તેમ નાચતો ફરતો હતો. અપ્સરા તેની વચ્ચે જઇને ઉભી અને એ અગ્નિમાં સ્નાન કરીને બહાર નીકળી, તો પહેલાં કરતાં પણ તે વધારે સુંદર દેખાવા લાગી અને તેને જરા પણ ઇજા થવા પામી નહોતી. પછી તે અમર અપ્સરાએ તારા પિતાને કહ્યું: તું તારી સ્ત્રીને મારી નાંખ અને મને પરણ, તો હું તને અમર બનાવી દઉં. હું તારી સ્ત્રીને મારી નાંખી શકતી નથી, કારણ કે તેનામાં દીવ્ય શક્તિ છે અને તેને મારી નાંખવાનો મને અધિકાર નથી." પરન્તુ તારા પિતાએ મારી પરના અથાગ પ્રેમને લીધે મને મારી નાંખવાની ખુશી ના કહી, અને પોતે અમર અપ્સરાની સુંદરતાથી રખેને લોભાઇ ન જાય તેટલા માટે પોતાની આંખોને પોતાના હાથ વડે ઢાંકી દીધી. આથી અમર અપ્સરા તેની ઉપર બહુ ગુસ્સે થઇ અને તેણે મારા પતિને મારી નાંખ્યો. છતાં અપ્સરાએ તેની પાછળ ખૂબ વિલાપ કર્યો અને તેના મુડદાને તે ત્યાંથી ઉઠાવી ગઇ. તેણે મને તો મારી નાંખી નહિ, પરંતુ તેણે મને પાછી પેલા ગુહના મસ્તકના શિખરવાળા પર્વત પાસે પાછી પહોંચાડી. ત્યાં આગળથી નદી વાટે હું હોડીમાં બેસીને છટકી અને રખડતી રઝળતી માંડ માંડ લંકામાં પહોંચી. ત્યાં, બેટા અરિદમન, તું જન્મ પામ્યો. હવે તને મારી આજ્ઞા છે કે તું આ અમર અપ્સરાને શોધી કાઢજે. તેના અમર જીવનના રહસ્યને જાણી લેજે અને તારા પિતાનું વેર વાળવા માટે તેનો ઘાત કરજે; જો આ કામ કરતાં તને કઠીક લાગે કે તારાથી એ કામ ન બને, તો આ વાતનો હવાલો તું તારા દીકરાને આપજે અને વંશપરંપરા એક બીજાને હવાલો આપવાનું ઠરાવજે, પરન્તુ કોઇ રીતે અને કોઇ પણ સમયે તારા જ વંશજથી

અમર અપ્સરા ઉપરનું કંબલકુમારના ઘાતનું વેર તો વાળવું જોઇએ જ! જ્યાંસુધી તારા વંશમાં એવો વીર ન પાકે ત્યાંસુધી આ વારસો જાળવાઇ રહેવો જોઇએ. જે આ વારસો લે તેણે આ આરસની તખતીમાં પોતાની સહી મૂકી જવી કે જેથી તેનો વારસ પોતાનાં પૂર્વજોનાં નામ ઠેઠ કંબલકુમારના નામસુધી જાણી શકે. આ બધી વાત જે પ્રમાણે બની છે તે પ્રમાણે જ મેં લખી છે. તેમાંની કોઇ વાત ખોટી નથી કે તેમાં જરા પણ અતિશયોક્તિ નથી."

હું કશું બોલ્યો નહિ. પહેલાં હું એવું માનતો હતો કે વિનયે આ બધી વાત પોતાના અવ્યવસ્થિત ચિત્તમાંથી ઉપજાવી કાઢી હશે, જોકે આખી વાત તદ્દન કલ્પિત હોય એવું તો મને લાગતું નહોતું. વાત એવી વિલક્ષણ અંકોડાબંધ હતી કે તે તદ્દન જોડી કાઢેલી લાગતી જ નહોતી. મારા મનની શંકાઓ શમાવવાને મેં આરસની તખતી હાથમાં લીધી અને તે ઉપરનું પ્રાચીન લિપિનું લખાણ તો વાંચી શકાયું નહિ, પરન્તુ તેથી ઓછી પ્રાચીન લિપિના અક્ષરો હું ઉકેલી શક્યો. પંદરમી અને સોળમી સદીના અક્ષરોમાં વિજયવર્મા, અજયવર્મા, સિંહવર્મા નામો મેં વાંચ્યાં. તેની પછી વીરભોજ, કલ્હણદેવ, ક્ષેમદેવ, નામો હતાં. વચ્ચે કાંઇ વર્ષના ગાળા પછી રણમલ્લ, પરાગમલ્લ, ચંડમલ્લ, સાંમન્લ્લ નામો જોવામાં આવ્યાં. છેવટે વિનયના પિતા હરિસિંગનું અને વિનયનું પોતાનું નામ હતું. આ બધાં નામો ઉપરથી હું માત્ર એટલું સમજ્યો કે આ વંશના પુરૂષો કર્ણાટક અને માળવામાં થઇને ગુજરાત તથા કાઠિયાવાડ તરફ ઉતર્યા હોવા જોઇએ. કેટલાકમાં વિક્રમ સંવતનો આંકડો જોવામાં આવતો હતો અને કેટલાકમાં સિંહ સંવત (સિદ્ધરાજનો સંવત) જોવામાં આવતો હતો. આ બધા ઉપરથી એટલું

તો મારા મનમાં સિદ્ધ થયું કે આ આરસની તખતી પરનો લેખ ખરેખર પ્રાચીન હતો.

તખતી વાંચી રહ્યા પછી હું બોલ્યો: "કેમ બેટા લલિત! બોલ, હવે તારો શો અભિપ્રાય છે? હું તો મારો અભિપ્રાય બાંધી ચૂક્યો છું."

લલિતે પૂછ્યું: "તમારો અભિપ્રાય શો છે તે એક વાર કહો."

"મારો અભિપ્રાય એ છે કે—આ તખતી અસલ અને સાચે સાચી છે, અને બે હજાર વર્ષથી તે તારા વંશમાં ઉતરી આવેલી છે, તે ઉપરના અક્ષરો ઉપરથી જ તેની સત્યતા પુરવાર થાય છે, પછી ભલે તેમાંની વાત આ જમાનામાં માની શકાય તેવી ન લેખાય. તારા આદિ પુરુષ કંઅલકુમાર શાક્ય વંશના હતા અને તેમની સ્ત્રી નેપાલના રાજવંશની હતી, તેણે પોતે આ તખતી ઉપરનો શિલાલેખ પહેલાં કોતરાવેલો તે વિષે મને જરા પણ શંકા નથી. પોતા ઉપર જે દુઃખ પડેલું અને પોતાના સ્વામીનું પેલી કામરદેશની અમર અપ્સરાએ મોત નીપજાવેલું તેથી ગુસ્સે થઈને તેણે તેનું વેર વાળવાની આ આજ્ઞા પોતાના વંશજોને કરેલી તે વિષે પણ મને સંશય નથી."

લલિતે પૂછ્યું: "અને મારા પિતાએ પણ પેલો બુદ્ધ ભગવાનના માથાવાળો પર્વત જોએલો, તેનું કેમ?"

"એ પણ કદાચ હશે. ઘણી વાર પર્વતના ખડકોના એવા વિલક્ષણ આકારો બની ગએલા જોવામાં આવે છે, અને કામર દેશમાં પર્વતની ગુહાઓ, કાદવની ખાઈઓ કે વેરાન જંગલો હોય એ પણ નહિ બનવાજોગ નથી. એ દેશમાં કામર દેશની ભાષા—જંગલી

આસામી ભાષા બોલાતી પણ હશે. છતાં, લલિત! હું એટલું પણ કહું છું કે તારા પિતાએ આ પત્ર લખ્યો, તે વખતે તેનું મગજ બરાબર ઠેકાણે હોય એમ મને લાગતું નથી. તેને ઘણી મુશ્કેલીઓ અનુભવવી પડી હતી એટલે તેના મગજ ઉપર આ બાબતની ભ્રમણાએ અસર કરી હોય એમ મને લાગે છે. મને આ એકંદર વાત તો હસવા જેવી લાગે છે. એક મનુષ્ય અમર રહી શકે છે એવી યોગની ફીલસુફીની વાતો મેં વાંચી છે છતાં એ વાત વહેવારમાં બરાબર બનતી હોય એ મને ખરૂં લાગતું નથી. જ્યાં સુધી હું મારી નજરે એવું જોઉં નહિ ત્યાંસુધી તે માની લેવાની હું સાફ ના પાડું છું. કામરૂદેશમાં કોઇ એવી રાણી હોય કે જે અમર અપ્સરાજ હોય અને જે કદાપિ મરતીજ ન હોય, તેની સુંદરતા અને જીવન હમેશાં ટકી રહેતુંજ હોય એ વાત શું માનવા જેવી છે! નહિ, નહિ, લલિત! એ તો કેવળ મગજની ભ્રમણા છે! કેમ, જુવાન! તું શું ધારે છે?"

જુવાન બોલ્યોઃ "મને પણ એ બધું જુઠે–જૂઠું લાગે છે! લલિતે આવી વાત ઉપર ધ્યાન આપવું જોઇતુંજ નથી."

લલિત શાન્ત સ્વરે બોલ્યોઃ "તમે બેઉ કહો છો, તે કદાચ ખરૂં હોય, તોપણ મેં તો મારા મનથી નિશ્ચય કર્યો છે કે આ બધું જાતે જોવું અને ખાત્રી કરવી, અને કાકાશ્રી! આપ જો મારી સાથે નહિ આવો તો હું એકલો જઇશ."

મેં લલિત તરફ નજર કરી, તો તે પોતાના સાચેસાચા મનથીજ બોલતો હોય એવું મને લાગ્યું. લલિતને આ સાહસ કરવાને એકલો જવા દેવા હું ઇચ્છતોજ નહોતો. હું પરણ્યો નહોતો કે મારે કાંઇ બાળ–બચ્ચાં નહોતાં. લલિત ઉપરજ મારો પૂરો પ્રેમ ઢોળા-

-ગયો હતો. પછી હું તેને છોડીને એકલો મારા મકાનમાં બેસી રહીને શું કરૂં ? લલિત ફરીથી બોલ્યો; "હા, કાકાશ્રી ! હું તો ત્યાં જવાનોજ. ત્યાં જીંદગીને અમર કરનાર અગ્નિનો નાચ હું નહિ જોઉં તો ચાલ્યું, પણ ત્યાંની સૃષ્ટિસુંદરતા જોવાની કે શિકાર ખેલવાની મોજ તો મળશે ને !"

"હા, હા, એ વાત ખરી હોં, લલિત ! શિકારની મોજ તો ત્યાં મળશે અને કામરૂદેશની કામણગારી સ્ત્રીઓ કેવી હોય છે, પુરૂષો તેમના ગુલામ બનીને કેવી રીતે રહે છે, તે બધું ત્યાં જોવાનું પણ મળશે. હવે તો હું તારી સાથેજ આવવાનો." મેં કહ્યું.

"પણ કાકાશ્રી ! એ મુસાફરી માટે પૈસા સારી પેઠે જોઈશે, તેનું શું કરીશું ?"

"પૈસાની તારે ચિંતા કરવાની નથી. તારી મીલકતના વ્યાજની સારી રકમ એકઠી થએલી છે અને મારા ભાગની આવકમાંથી પણ પુષ્કળ બચત થએલી છે, એટલે પૈસા સંબંધી કશી મુસ્કેલી પડવાની નથી. પણ જુવાન ! બોલ, તું અમારી સાથે આવીશ કે અહીં રહીશ ? "

જુવાન બોલ્યોઃ " તમે બેઉ જાઓ અને હું અહીં રહીને શું કરૂં ? વળી આપની સાથે ચાકર–રસોઇયા જેવું માણસ પણ જોઇએને ? વીસ વરસથી આપની સાથે રહ્યો છું તો હું મુસાફરીમાં આપનાથી જુદો નહિ પડું."

" એ પણ ઠીક છે." હું બોલ્યોઃ "ચાલો ત્યારે હવે બધું નક્કી થઇ ચુક્યું છે, પરન્તુ આ તખતીની કે આ અમર અપ્સરાની વિચિત્ર વાત તમે કોઇને કહેશો નહિ, નહિતો પાછળ લોકો આપણને

મૂખોં ઠરેશે અને વળી આપણને મરી ગએલાજ માની લઇને આ-પણી મીલકત રાજ્યમાં દાખલ થઇ જતાં વાર નહિ લાગે!"

તે દિવસથી અમે મુસાફરી માટેની બધી તૈયારીઓ કરવા માંડી અને ત્યારપછી બરાબર ત્રણ મહિને અમે જુનાગઢથી ઉપડીને મુંબઇ ગયા, ત્યાંથી કલકત્તા ગયા અને ત્યાંથી અમે પૂર્વ તરફનો પ્રવાસ કરતાં બ્રહ્મપુત્રા નદીમાં નાવમાં બેસી કામરૂદેશ તરફ આગળ વધવા લાગ્યા.

---

## પ્રકરણ ૪ થું.

### મોતના ડાચામાં.

બ્રહ્મપુત્રા નદીનાં ઉંડાં તથા વેગવાળાં જળમાં અમારાં નાવ ચાલી રહ્યાં. ધીરો ધીરો પવન મુખ્ય નાવના સઢમાં ભરાતો હતો અને પુનમના ચંદ્રના અજવાળામાં અમે આગળ વધ્યે જતા હતા. અમારો નાવિક મહમદ એક મુસલમાન હતો અને અમારી સાથે તે માયાથી વર્તતો હતો. રસ્તામાં જતાં તે અમને કાંઇ કાંઇ વાતો કરીને આનંદ આપતો હતો. તેની બંગાળી ભાષા અમે જેવી તેવી સમજતા હતા અને અમારી ભાષા તે પણ તુટક-તુટક સમજતો હતો અને અમારૂં કામ એ રીતે ચાલતું હતું. નદીના બેઉ કિનારા કોઇ વાર દેખાતા અને કોઇ વાર ચંદ્રની આડે વાદળું આડું આવતું ત્યારે જાણે અમે મધ્ય સ-મુદ્રમાં નાવ ચલાવી રહ્યા હોઇએ એમ લાગતું. રાત્રિ શાન્ત હતી અને માત્ર જળના પ્રવાહનો કે હલેસાંનો ધીમો અવાજ જ માત્ર સંભ-ળાતો હતો. જયાં મધરાત થવા આવી, ત્યાં અમારે કાને કશાનો

ધીમો ગડગડાટ સાંભળવામાં આવ્યો. વાદળનો ગગડાટ તો તે નં-હોતો, એટલે તે સાંભળીને હું જરા ચમક્યો. મહમદ બોલ્યો: "એ તો સિંહ ગાજે છે!"

અમે જરા આડે પડખે થયા હતા તે હવે બેઠા થયા અને સિંહની ગર્જના સાંભળવા લાગ્યા. થોડું આગળ વધતાં તો સિંહની એવી ભયાનક ગર્જના સંભળાઇ કે કાચા–પોચા માણસનો જીવજ ઉડી જાય!

હું બોલ્યો: "મહમદ કહે છે કે આવતી કાલે દસ વાગતાં આપણે બુદ્ધ ભગવાનના મસ્તકવાળા પર્વત પાસે જઇ પહોંચીશું અને ત્યાં આપણને પુષ્કળ શિકાર મળશે."

લલિત બોલ્યો: "અને વળી ખંડેર થઇ ગએલા શહેરની અને જીંદગીને અમર કરનારા અગ્નિની પણ શોધ કરીશું, કેમ ખરું કે નહિ?"

મેં કહ્યું: "આજ બપોરે તું મહમદ સાથે કાંઇક વાતો કરતો હતો. તે આ પ્રદેશમાં ફર્યો હોય એમ લાગે છે અને એક વાર એ મસ્તકવાળા પર્વત પાસે પણ તે ગયો હતો એમ કહેતો હતો. તો તેણે તને કાંઇ બીજી વાતો કહી છે? કોઇ નગરનાં ખંડેરોની કે ગુફાઓની વાતો તેણે તને કહી છે."

"ના, ના." લલિત બોલ્યો: "તે તો કહે છે કે આ બધા પ્રદેશમાં કાદવ–કીચડની ખાઇઓ બહુ છે અને સાપ તથા જંગલી જાનવરો પણ પુષ્કળ રહે છે, એટલે માણસની વસતી અહીં નથી. નદીનાં પાણી ચોમેર પથરાતાં હશે એટલે પર્વતોની ખીણોમાં કાદવ–કીચડ હોય એ તો સાધારણ વાત છે."

"બરાબર છે, જ્યાં કાદવ–કીચડ હોય ત્યાં તાવનાં જંતુ પણ

હોય જ, એટલે માણસો અહીં શું મરવા માટે રહે ? જોયું, આવા લોકો પણ ત્યાં જતા આનાકાની કરે છે, એટલે હું ધારું છું કે આપણી સાથે આવવાની તો કોઈ હા નહિ પાડે. તે આપણને ગાંડા લેખે છે અને હું પણ માનું છું કે આપણે ગાંડાજ છીએ. આપણે ફરી પાછા કાઠિયાવાડમાં પહોંચીએ તો આપણે પૂરા ભાગ્યશાળી લેખાશું. મને મારે માટે તો કશી ચિંતા થતી નથી, પણ તારે માટે અને જુવાન માટે બહુ લાગણી થાય છે. મને તો લાગે છે કે આપણે ઢંગધડા વગરનું સાહસ માથે ઉઠાવ્યું છે."

"ઠીક છે, જોઈ લેવાશે, હરપાળ કાકા !" લલિત બોલ્યો; "એક વાર મારે બધી વાતની ખાત્રી કરી લેવી છે, પછી જે થવાનું હોય તે થાય !"

પણ એટલામાં પવન બદલાતો લાગ્યો અને આકાશમાં વાદળાં ચડી આવ્યાં. લલિતે મહમદ પાસે જઈને પૂછયું કે વાવાઝોડું થશે કે શું ? મહમદે કહ્યું કે વાવાઝોડું આવે છે ખરું પણ તે ઘણું કરીને નદીની બાજુએ થઈને ચાલ્યું જશે.

એટલામાં જુવાન મારી પાસે આવ્યો અને બોલ્યો: "સાહેબ ! રાતનો વખત છે ને આ બાજુના કોઈ જંગલી માણસો આપણી બીજી હોડીનું દોરડું કાપીને નાસી જશે તો ? બધી ખોરાકી ને સરસામાન તેમાં ભર્યો છે એટલે જો આપણે તે ખોઈ બેસીશું તો આપણા બાર વાગી જશે."

જુવાન જે બીજી હોડીની વાત કરતો હતો તે હોડી અમારા મુખ્ય નાવની સાથે દોરડાથી બાંધી હતી. તે ઘણી મજબૂત અને બધી સગવડવાળી હોડી હતી. તેને સઢ ચડાવવાની પણ ગોઠવણ હતી.

અમે તે કલકત્તામાંથી ખાસ અમારે માટેજ ખરીદી હતી અને તે સરસામાન તથા ખોરાકીથી ભરચક હતી. તેમાં એવી મજબૂત પેટીઓ જડેલી હતી કે પાણીનાં મોજાં ઉછળીને પાણી અંદર પડે તો પણ કશી ખોરાકી ભીંજાય નહિ. જુવાનની વાત ખરી હતી કે જો કોઇ ચાંચીયો પાછળથી આવીને હોડીનું દોરડું કાપી નાંખે તો અમે મુશ્કેલીમાં આવી પડીએ. મેં તેને કહ્યું: "તું ખરૂં કહે છે. જો કે અહીં કોઇ માણસ દેખાતું નથી, તોપણ સાવચેત રહ્યા ભલા; માટે તું તે હોડીમાં જઇને બેસ એટલે તે બાબતની ચિંતા ટળે."

અમે હોડીના દોરડાને જરા ખેંચ્યું એટલે તે નજીક આવી કે તુરત જુવાન તેમાં કુદી પડયો અને એક કામળો ઓઢીને સુતો. હું અને લલિત વાતો કરતા નાવમાં બેસી રહ્યા. મહમદ નાવ ચલાવ્યે જતો હતો. ચાંદની એવી ખીલી હતી કે અમને સૂવાનું મન થતું નહોતું. પરંતુ કેટલીક વારે પવનની ઠંડી લહેરથી અમે ઝોકાં ખાવા લાગ્યા.

પરન્તુ બહુ વખત નહિ થયો હોય એટલામાં પવન સુસવાટા બંધ વાવા લાગ્યો અને પાણીનું મોજું ઉછળીને તેની છાંટ મારા મ્હોંપર લાગી! સઢ ઉતારવાનો વખત મળે તે પહેલાં તો પવનના જોરથી તે ફાટી ગયો અને તેનાં ચીંથરાં ઉડવા લાગ્યાં! હું પવનમાં ઉડી જઇશ એવી બ્હીક લાગવાથી મેં એક દોરડું મજબૂત પકડી રાખ્યું. એટલામાં તો પવનના એક બીજા સપાટાની સાથે અમારી પાછળની હોડી એટલા જોરથી ઉંચી ઉછળી કે જાણે પાછા પછડાઇને હમણાં તેના ભુકકા ઉડી જશે! આકાશમાં વાદળાં ચડી આવ્યાં હતાં પણ ચંદ્રના ઝાંખા પ્રકાશમાં મ્હોં સૂઝે તેટલું દેખાતું હતું.

અમે ખરેખરા તોફાનમાં સપડાયા હતા અને મોજાં ઉંચાં ઉંચાં ઉછળતાં હતાં. સુકાન પરની કેટલીએ ચીજો પાણી સાથે ઘસડાઈ જતી હતી અને અમારે અમારો જીવ બચાવવાનો હતો એટલે એ ચીજોની ખબર લેવાની પણ અમને ફુરસદ નહોતી. ત્યાં તો અમારૂં નાવ તુટ્યું અને અંદર પાણી ધસવા લાગ્યું! પાછળથી જુવાને બુમ મારી. "હોડીમાં ચાલ્યા આવો, હોડીમાં!" આ બાજુએ અમારા નાવમાં પાણી ભરાતુંજ જતું હતું.

હું એકદમ પાણીમાં કૂદી પડ્યો અને તેજ ક્ષણે હોડીનું સુકાન મારા હાથમાં આવી ગયું. હોડી જોરથી ઉછળતી હતી અને સુકાન મારા હાથમાંથી છટકી જવાનો ભય હતો. પણ જુવાને મને મદદ કરવામાં વિલંબ ન કર્યો. તેણે મારો હાથ પકડીને મને અંદર ખેંચી લીધો. મારી પાછળ મહમદ પણ પાણીમાં કૂદી પડીને હોડી પર આવ્યો. એટલામાં તો નાવ ડૂબ્યું અને મહમદે સમયસૂચકતા વાપરીને પોતાની ભેડમાં ખોસેલી કટાર કાઢીને દોરડું કાપી નાંખ્યું. આથી અમારી હોડી ડૂબતી બચી.

"પણ લલિત ક્યાં?" હવે હું ચીસ પાડી ઉઠ્યો. "મારો લલિત ક્યાં?"

"લલિતભાઈ તો ગયા!" જુવાન જોરથી બોલ્યો. તોફાનમાં કાન પડ્યું સંભળાતું નહોતું, છતાં જુવાનના એ શબ્દો મારા કાન સાથે અથડાતાં જ હું દુઃખથી ઘેલા સરખો બની ગયો. હું હોડીમાં ચીસો નાંખવા લાગ્યો, પછાડો ખાવા લાગ્યો, પણ લલિત વહાણની સાથેજ ખરેખર ડૂબી ગયો હતો! હું રૂદન કરવા લાગ્યો: "ઓ પ્રભુ! તેને બદલે તેં મને ડુબાવી દીધો નહિ? તેની સાથે ડૂબી મૂઓ હોત તો કેવું સારૂં થાત!"

પણ એટલામાં એક મોજું આવ્યું. જુવાન બૂમ મારી ઉઠયો: "સાવધ થાઓ! મોજું આવે છે!" મારા મનમાં થયું કે એ મોજામાં હું ઘસડાઈ જઉં તો સારૂં; એ બીજા મોજાની ભયંકર પછાડ હું સાવધાનતાથી જોઇ રહ્યો. ચંદ્ર વાદળામાં છવાઇ ગયો હતો તોપણ ઝાંખા અજવાળામાં હું મોજાના પાણીના ચળકાટને જોઇ શકતો હતો. મોજા ઉપર કાંઈ કાળો પદાર્થ ઉછળ્યો. મે ધાર્યું કે પેલા ડૂબી ગએલા નાવના લાકડાનો એકાદ ટુકડો તે હશે. એ મોજું ઉછળતુ અમારી હોડીપર આવ્યું અને હોડીમાં પુષ્કળ પાણી પડયું, પરન્તુ સદ્ભાગ્યે હોડી એવી તો સરસ બનાવી હતી કે તે ડૂબી નહિ અને પાણી ભરાયા છતાં તેમાંની અમારી સરસામાનની પેટીઓમાં પાણી પેસી શકયું નહિ. તે વખતે મહમદ અને જુવાન હોડીમાંનું પાણી બહાર કાઢી નાંખવામાં મચ્યા, પરંતુ મોજાના ઉછાળા સાથે હોડી ઉપર ધસી આવેલો પેલો કાળો પદાર્થ મેં મજબૂત હાથે પકડી રાખ્યો! મોજું પસાર થઈ ગયું, અને મને માલૂમ પડયું કે એ કાળો પદાર્થ પાટીયાનો કકડો નહોતો પણ તે તો માણસ હતું—અને ખરેખર તે મારો લલિતજ હતો!! તે મૂએલો છે કે જીવતો તે હું જાણતો નહોતો પણ ખરેખર તે લલિતજ હતો!

જુવાન અને મહમદ "પાણી કાઢો"ની બૂમો મારતા પાણી કાઢવામાંજ મચ્યા હતા. મેં લલિતને હોડીમાં લીધો. જેમ જેમ પાણી કાઢી નાંખવામાં આવતું હતું તેમ તેમ નવું પાણી ભરાતું જતું હતું. અમે પાણીથી તરબોળ થઇ ગયા, પરન્તુ થોડી વારે તોફાન પસાર થઈ ગયું અને અમારૂં નાવ ડૂબ્યું પણ હોડી બચી ગઇ.

મેં મહમદને હવે સુકાન ઉપર બેસવા કહ્યું અને તેની સાથે મેં તથા જુવાને પણ હલેસાં મારવા માંડયાં. ધીમે ધીમે વાદળાં

બસી ગયાં અને ચંદ્રનું ફરીથી દર્શન થયું, પરન્તુ પાણીનાં અફળાટ-અમારે કાને વધુ ને વધુ પડવા લાગ્યો. મને લાગ્યું કે ફરી પાછા આજે તોફાનમાં સપડાઈશું કે શું? પણ ના, આ વખતે અમે ખડકોની ભુલભુલામણીમાં સપડાયા. વહેતાં પાણી ખડકો સાથે પછડાઈને અવાજ કરી રહ્યાં હતાં. ખડકોની સાથે અમારી હોડીને અફળાતી બચાવવી અને વળી તે રાતને વખતે એ કામ સહેલું નહોતું. પરન્તુ ચતુર મદમદે એ કામ બરાબર બજાવ્યું. ખડકોની ગુંચવણીમાં અમે બહુ વખત આગળ વધ્યા: એટલે રાત પૂરી થવા આવી હોય એમ લાગ્યું કારણકે આકાશમાંનો ચંદ્ર ખાખરાના પાનની પેઠે ફીક્કો પડતો જણાતો હતો. અમે ખડકોની ગુંચવણીમાંથી નીકળ્યા, ત્યારે લક્ષ્મિનની શી સ્થિતિ છે તે જોવાનું મારા ધ્યાનમાં આવ્યું. મને માલૂમ પડ્યું કે તે મૂઓ નહોતો, પરન્તુ ભીનાં કપડાંમાં ધમધસાટ ઉંઘતો હતો. તેનાં કપડાં ભીનાં હોવાથી તે માંદો પડે એ સંભવિત હતું, પરન્તુ એક પેટીમાંથી સુક્કો ધાબળો કાઢીને જુવાને તેને ઓઢાડ્યો અને વળી બહુ ટાઢ નહોતી એટલે તેની માંદગી માટે ચીંતા રાખવાનું મને કશું કારણ રહ્યું નહિ. થોડી વારમાં તે ફીક્કો પડેલો ચંદ્ર પણ આકાશમાં ડૂબ્યો અને સૂરજની કોરણનું પૂર્વ દિશામાં દર્શન થયું. રાત્રિનો અંધકાર ગયો અને દિવસનો પ્રકાશ આવ્યો. અમને બહુ આનંદ થયો. વિશાળ બ્રહ્મપુત્રા નદીની મધ્યમાં અમારી હોડી ચાલી રહી હતી. સોનેરી તડકો અમારાં ભીનાં કપડાંને સૂકવી રહ્યો હતો. કિનારાપર પર્વતોની હારની હાર લાગી રહેલી હતી. અહો! પ્રભુ! તેં અમને આ પર્વતાવલિનું દર્શન કરવા જીવતા રાખ્યા તે તારો કેવો ઉપકાર!

---

# પ્રકરણ ૫ મું.

## બુદ્ધનું મસ્તક.

સૂર્ય આકાશમાં ચડવા લાગ્યો અને અમારી હોડી ધીરે ધીરે આગળ વધવા લાગી. અમારાં કપડાં સુકાઇ ગયાં અને હું સૂર્યને જોતો તથા ધીરા ગરમ પવનની લહેર ભોગવતો બેઠો. એટલામાં એક પર્વતનું એક વિચિત્ર શિખર મારી નજરે પડયું! એ શિખર મનુષ્યના મસ્તકના જેવી આકૃતિ ધરાવતું હતું અને આખું કાળા પત્થરનુંજ હતું! પવન અને વરસાદથી ઘસાઇ ઘસાઇને એ શિખર એવી આકૃતિનું બની ગયું હશે કે જૂના વખતના લોકોએ તેને કોતરીને તેવું બનાવ્યું હશે તેની કશી સમજ મને પડી નહિ. બુદ્ધ ભગવાનના જેવો શાન્ત ભાવ એ મસ્તકનો હતો, પરન્તુ કેવળ કાળા પત્થરનું એ જંગી મસ્તક હોવાથી તે વસ્તુતઃ બીહામણું જ લાગતું હતું. એ મસ્તકની ટોચ પર ઘાસ અને વેલા ઉગી નીકળેલા હતા, તેથી મસ્તક પર ઉગેલા વાળનો દેખાવ થઇ રહેલો હતો અને આસપાસમાં કયાંય આટલું ઉંચું બીજું કાંઇ શિખર દેખાતું નહિ હોવાથી જાણે કે એ મસ્તક સૌથી ઉંચું રહીને ચારે દિશાએ નજર કરી રહ્યું ન હોય એવો વિચિત્ર દેખાવ લાગતો હતો. જેમ જેમ હું તે મસ્તકને વધારે ને વધારે જોવા લાગ્યો, તેમ તેમ મને લાગ્યું કે આ મસ્તક કેવળ કુદરતી રીતે તો નહિ જ બન્યું હોય, પરન્તુ તેનો આકાર કાંઇક અંશે મનુષ્યના મસ્તકને મળતો હશે, અને પછી તેને બુદ્ધના મસ્તકનો પૂરો આકાર આપવાને મનુષ્યોએ પોતાની કારીગરીનો કેટલોક ઉપયોગ કર્યો હશે. એ ગમે તેમ હોય પણ બે હજાર વર્ષ પૂર્વે લલિતની દાદીએ પેલી આરસની તખ્તીમાં

બુદ્ધના મસ્તક વિષેની જે વાત લખી હતી અને લલિતના બાપ શિનગે ત્યાંસુધી પહોંચીને એ બુદ્ધના મસ્તકવાળું પર્વતનું શિખર જોયું હતું એવું જે તેણે લલિત ઉપરના પોતાના પત્રમાં લખ્યું હતું, તે વાત ખરી હતી અને બે હજાર વર્ષથી એ મસ્તક ત્યાં ઉભું રહેલું હોવું જોઈએ તે વિષે કાંઈ શંકા રહે તેમ નહોતું. તેની પાસે જઈને જરા બારીકીથી તેનું અવલોકન કરવાની મને ઇચ્છા થઈ પરન્તુ એ કામ મુશ્કેલ હતું. જળમાર્ગે ત્યાં જતાં માર્ગમાં ગાઢું ગુંચવણભરેલા અને અણીદાર ખડકો આવે તેમ હતું અને જમીન માર્ગે ત્યાં જતાંએ કાંઈ ગુફાઓ અને લપસી જવાય તેવા ખડકો ઓળંગવા પડે તેમ હતું. વળી એ મસ્તકનું નિરીક્ષણ કર-વામાં વખત ગાળવા કરતાં વધારે અગત્યનું બીજું કામ અમારે કરવાનું હતું એટલે મેં તેની બહુ નજીક જવાનો વિચાર માંડી વાળ્યો. માત્ર મેં તે તરફ જુવાનનું ધ્યાન દોર્યું અને કહ્યું: "જુ-વાન! પણે પેલો પર્વત જો!"

જુવાન તે જોઈને નવાઈ પામ્યો અને બોલ્યો: "ઓહો! આ તો બુદ્ધ ભગવાન પર્વત પર ચડીને તપસ્યા કરી રહ્યા હોય તેમ બેઠા લાગે છે! ઓ ભગવાન! તમે બહુ તપસ્યા કરી, હવે હેઠા ઉતરો, નહિતો તમારૂં શરીર સુકાઈ જશે!!"

જુવાનના શબ્દો સાંભળતાં મને હસવું આવ્યું અને મારા હસવનો અવાજ સાંભળીને લલિત જાગી ઉઠ્યો. તે આળસ મરડતો બોલ્યો: "અરર! મારૂં બધું શરીર જકડાઈ ગયું છે, કાકા! આ-પણું નાવ કયા!"

"નાવ તો ગયું બ્રહ્મપુત્રના તળીયે! જકડાઈ ગયો પણ જીવતો રહ્યો એટલો તું ભાગ્યશાળી, બેટા!" મેં લલિતને કહ્યું:

"તું તો પાણીમાં ડૂબી ગયો હતો, પરન્તુ આ બુદ્ધ ભગવાનની જ કૃપા હશે કે જેથી તું જીવતો રહ્યો!"

લલિત આ સાંભળીને આશ્ચર્ય પામ્યો અને તેણે બુદ્ધના મસ્તકવાળા પર્વત તરફ તુરત નજર કરી. તેણે કારમો ઉદ્‌ગાર કાઢ્યો: "ઓહો! આ તો પેલું બુદ્ધનું મસ્તક જ, હરપાળ કાકા!"

"હા, સાચી વાત!" મેં કહ્યું.

"ત્યારે તો તખ્તીમાંની અને મારા પિતાના પત્રમાંની બધી-એ વાત સાચી જ." તે બોલ્યો.

મેં જણાવ્યું: "એમ કેમ કહી શકાય? આ મસ્તકવાળું શિખર છે એ વાત ખરી. તારા બાપે આ સ્થળ જોયું હતું, પરન્તુ એ ઉપરથી બધી વાત સાચી કેમ મનાય? તખ્તીમાં લખ્યું છે તેજ મસ્તક આ હશે તેની ખાત્રી શી?" મેં માત્ર એટલા હેતુથી જ દલીલો કરી કે જેથી લલિત ઉતાવળો થઇને તખ્તીમાંની બધી વાતો એકદમ માની લે નહિ અને શોધખોળ ચલાવવાનો તેનો ઉત્સાહ મંદ પડી જાય નહિ.

તે સ્મિત કરીને મારી સામે જોતો બોલ્યો: "કાકા! તમે જબરા લાગો છો. હવે જો જીવતા રહીશું તો આપણે જોઇશું કે કામરૂ દેશની અમર અપ્સરાની વાત પણ સાચી છે કે નહિ! પણ મને જરા કોફી પાઓ, શરદીથી મારૂં માથું ચડયું છે.

"કોફી અત્યારે નહિ બને; જરા દ્રાક્ષાસવ લે એટલે શરદી હઠી જશે." મેં કહ્યું અને જીવાને તુરત તેને એક વાડકીમાં દ્રાક્ષાસવ કાઢી આપ્યો તે તેણે પીધો તેથી તેને કાંઇક કળ વળી.

બુદ્ધના મસ્તકવાળા પર્વત સુધી અમે પહોંચ્યા એટલે હવે અમારે ઉતરવાનું સ્થળ આવી પહોંચ્યું હતું, પરન્તુ ઉતરવા માટે

જોઇએ તેવી જગ્યા અમારી નજરે પડી નહિ. કાંઠા સુધી હોડીને સહેલાઇથી લઇ જઇ શકાય અને સારી ખુલ્લી જમીનમાં અમે અમારી રાવટી નાંખી શકીએ તથા ઉતારો કરી શકીએ તેટલા માટે ચોપાસ નજર કરતાં અમે આગળ ને આગળ વધવા લાગ્યા. વધતાં વધતાં બુદ્ધનું મસ્તક પાછળ રહી જવા લાગ્યું. છેવટે એકાદ માઇલ જેટલે છેટે સપાટ જમીન જેવું અમે દેખ્યું. ત્યાં પહોંચતાં તો એક પહોર દીવસ ચડી ગયો અને તાપ પણ આકરો લાગવા માંડયો હતો, પરન્તુ છેવટે અમે હોડીને કિનારે લઈ જઇને ઉતરી પડયા. પહેલાં તો અમે હોડીમાંનો બધો સામાન બહાર કાઢયો અને જે કાંઈ ભીંજાઈ ગયું હતું તે સૂર્યના તાપમાં સૂકવ્યું. પછી હોડીમાંથી ભાથાના ડાબડા કાઢયા. આ ડાબડા એવા મજબૂત હતા કે તેમાં પાણીનું ટીપું પણ પેસી શકયું નહોતું. એક ઝાડ હેઠળ ધાબળો પાથરીને અમે તે પર બેઠા અને પછી પેટ ભરીને એ ભાથું ખાધું. ભાથામાં અનેક પ્રકારની સ્વાદિષ્ટ ચીજો તો હતી જ, પરન્તુ અમને લાગેલી ભૂખ એવી તો ઉગ્ર હતી કે જો અમને કાચી જુવાર ખાવાની મળી હોત, તો પણ અમને તે જરૂર મીઠી લાગત!

પેટ ભરીને જમ્યા, પાણી પીધું, એલચી અને સોપારી ખાધાં, પછી હું અને લલિત આસપાસમાં જરા ફરવા નીકળ્યા. નદીને કિનારે જરા દૂર-એક ટેકરીની પાછળ નીકળી પડતા એક લાંબી સપાટ જગ્યા અમારી નજરે પડી. તે જગ્યાના દેખાવ ઉપરથી લાગતું હતું કે આ જમીન કુદરતી રીતે સપાટ ન હોવી જોઇએ પરન્તુ માણસના હાથની કારીગીરીએ તેને તેવી બનાવી હોવી જોઇએ. વળી એ જગ્યાની નજીક નદીના પાણીમાં ક્યાંય ખડકો પણ નહોતા અને પાણી ઉંડું જણાતું હતું. લલિત તુરત બોલી ઉઠયો: "અહીં પહેલાં વહાણનું લંગર નાંખવાનો ફુરજો હોવો જોઇએ."

હું બોલ્યો: "નહિ નહિ! આવા જંગલી પ્રદેશમાં વળી વહાણ લાંગરવાનો પુરજો બાંધનાર કયો મૂર્ખો હશે? આસપાસમાં વસ્તીનું તો નામ નિશાન પણ દેખાતું નથી."

લલિત બોલ્યો: "પણ પહેલાં આ પ્રદેશ આટલો નિર્જન અને જંગલી નહિ હોય. જુઓ, પણે પેલું ઝાડ મુળીયાંમાંથી ઉખડી ગએલું છે તેની હેઠળ પત્થરથી બાંધેલા ચોતરા જેવું કાંઇ દેખાય છે, ખરૂં કે નહિ!"

"હશું" કરતો હું તે ઉખડી ગએલા ઝાડ પાસે ગયો અને કશું બોલ્યો નહિ, કારણકે લલિત કહેતો હતો તે સાચું માલૂમ પડતું હતું. ઝાડનાં મુળીયાંની હેઠળ પત્થરનું બાંધકામ હતું અને તેનું ચૂનાકામ એટલું મજબૂત હતું કે એક કાંકરી પણ ઉખડે નહિ! વળી એ ચોતરા જેવા બાંધકામમાં બેસાડેલું એક જંગી લોખંડનું કડું પણ અમે જોયું. હવે તો લલિતનું કહેવું એટલું બધું સાચું માલૂમ પડયું કે મારે ચૂપ થવું પડયું.

લલિત બોલ્યો: "જુઓ કાકા, આ કડા ઉપરથી અહીં વહાણો બાંધવા માટેનો પુરજો હોય એમ શું નથી લાગતું?"

મારાથી આ વાત ઉડાવી દઇ શકાય તેમ લાગ્યું નહિ. છેવટે મારે કહેવું પડયું:

"કદાચ એમ પણ હોય. કામરૂ દેશ જૂનો અને જાણીતો છે અને એક વાર આ પ્રદેશમાં વેપાર ચાલતો હોય અને તેને લીધે આવાં જૂનાં સ્થળો જોવામાં આવે તો કાંઇ નવાઇ જેવું નથી."

લલિત બોલ્યો: "એમજ હોવું જોઇએ; પહેલાં તો તમે એવું નહોતા માનતા."

હવે વાતચીતનો વિષય બદલાવતાં મેં કહ્યું: "વારુ, હવે શું કરવું છે?" લલિત કશું બોલ્યો નહિ, એટલે અમે એક ખીણની કોરણે કોરણે ચાલવા લાગ્યા. એ ખીણમાં નદીનાં પાણી પુષ્કળ ભરાઇ ગએલાં હતાં અને પાણીનો વહેતો પ્રવાહ નહિ હોવાથી પાણી ગંધાઇ ઉઠેલું જણાતું હતું. કાળું અને લીલું એ પાણી કાદવ-કીચડથી ભરપૂર હોય અને રોગનાં જંતુઓવાળું હોય તેમાં નવાઇ શી? એ ગંદા પાણીની ખાઇ દૂર દૂર સુધી ફેલાએલી હતી. એટલામાં બગલાંઓનું એક જંગી ટોળું ઉડતું ઉડતું આવ્યું અને એ ખાઇ ઉપરથી પસાર થયું. એ ટોળું પસાર થતું હતું તે દરમિયાન સૂર્ય પણ ઢંકાઇ ગયો! કેટલીક વારે એ પક્ષીઓ ચાલ્યાં ગયાં અને ખાઇનાં ગંદાં પાણી સૂર્યના તાપથી તપીને વધારે બદબો ફેલાવતાં માલૂમ પડયા એટલે અમે ત્યાંથી જરા દૂર ખસીને ચાલવા લાગ્યા. અમારા મુકામ પર અમે આવી પહોંચ્યા એટલે મેં લલિતને કહ્યું: "બેટા લલિત! આ ગંદા પાણીને ઓળંગીએ તો આપણે કામરૂ દેશની અંદરના ભાગમાં પહોંચીએ ખરા, પરન્તુ આ ખાઇ એટલી ગંદી, ઝેરી પાણીથી ભરેલી અને વિશાળ છે કે તેમાં આગળ વધવું એ મોતને નોતરૂં આપવા બરાબર છે. વળી એ ખાઇ કેટલી લાંબી હશે અને તે પૂરી થતાં બીજી ખાઇ આવશે કે નહિ તે પણ આપણે જાણતા નથી, એટલે ખાઇ ઓળંગવાનો માર્ગ લેવામાં સહીસલામતી નથી, માટે નદી માર્ગેજ આપણે આગળ વધવું જોઇએ."

જુવાન બોલ્યો: "તમે બરાબર કહો છો."

મેં કહ્યું: "નદીમાં આપણી નાની હોડી હવે કેટલો ટકાવ કરશે તે કહી શકાય તેમ નથી. છતાં આપણે માટે હવે બીજો માર્ગ નથી. પગરસ્તો જ જ્યાં ન હોય ત્યાં બીજો શો માર્ગ!"

લલિત બોલ્યોઃ "એજ માર્ગ છે અને મારો નિશ્ચય પણ એવોજ છે."

જુવાન અને મહંમદ અમારો આ નિશ્ચય સાંભળીને ગભરાયા. તેમનું મ્હોં ફીક્કું પડી ગયું. પરન્તુ તેઓ અમારી પાસે પોતાનો ગભરાટ ખુલ્લી રીતે કહી શક્યા નહિ. મારો વિચાર પણ લલિતના વિચારને મળતોજ હતો, કારણકે બુદ્ધનું મસ્તક, ગંદા તથા ઝેરી પાણીની ખાઇ, ફુરજાનું ખડેર, બગલાંનું જંગી ટોળું એ બધું જોઇને પેલી તખતીમાંનું લખાણ સાચું હોવાની વધુ ને વધુ ખાત્રી થતી જતી હતી.

અમે ફરીથી હોડી તૈયાર કરી. એક સઢ ફાટી ગયો હતો તેથી બીજો સઢ તૈયાર કરીને ચડાવ્યો, અને હોડી પર અમે ચડી બેઠા. અમે હવે વધુ જંગલી પ્રદેશમાં આગળ વધતા હતા તેથી અમારી બંદૂકો અને કારતુસો બહાર કાઢીને અમે સાવધ થઇ બેઠા હતા. પવન અનુકૂળ હતો એટલે હોડી ઝપાટા બંધ આગળ ચાલવા લાગી. માર્ગમાં અમે કાંઠા પર આરામ લેતા મગરો જોયા, જળમાં તરતા સાપો જોયા અને બગલાંનો તથા જળમાંનાં માંછલાંનો તો પારજ નહોતો. શિકારના મોજીલા લલિતે ગોળી મારીને બે મગરનાં પેટ વીંધી નાંખ્યાં અને તેઓ કાંઠાપરજ તરફડતાં મરણ પામ્યાં.

બપોરે તાપ બહુ પડવા લાગ્યો. નદીની બાજુએ પુષ્કળ ગંધાતા પાણીની ખાઇઓ હતી તે અમે જોયું અને તાપને લીધે તેમાંની અસહ્ય દુર્ગંધથી અમારાં માથાં દુઃખવા લાગ્યાં. કદાચ તાવ ચડી જશે એવી બીકથી અમે બધાએ કવીનાઇન લીધું. આવી સાધારણ દવાઓનો જથો સાથે લાવવાનું અમે સદ્ભાગ્યે વિસર્યા નહોતા. બપોર પછી મહમદને અને જુવાનને પણ હલેસાં ચલાવવાનો થાક ખૂબ

લાગેલો જણાતો હતો એટલે હોડી ધીમે ચાલતી હતી. છેક સંધ્યાકાળે અમે મુસાફરી અટકાવી અને એક સારૂં સ્થળ તથા વૃક્ષોનો છાંયડો જોઇને અમે ત્યાં પડાવ નાંખ્યો. હોડીમાંથી ભાથાનો દાબડો લાવીને ભોજન કર્યું અને પછી ફાનસ સળગાવીને પથારીઓની વ્યવસ્થા કરી, પરન્તુ ફાનસના અજવાળાથી કે પછી લાંબે વખતે માણસનું લોહી પીવાનો જોગ મળ્યો હોવાથી લાખો ને કરોડો મચ્છરો અમારા શરીર ઉપર ધસી આવ્યા! મચ્છરનાં ટોળાંના ગણગણાટથી અમે એટલા બધા ગભરાયા કે જો સીંહની ગર્જના સાંભળી હોત તો અમે એટલા ગભરાયા નહોત. અમે બીડીઓ સળગાવીને પીવા માંડી પણ એ ધુમાડાથી તેઓ ભાગીને નાસે તેમ જણાયું નહિ. છેવટે અમે આખે શરીરે અને માથે ધાબળા લપેટીને સુતા અને મચ્છરનું ટોળું બહાર વાજું વગાડતું નાચવા લાગ્યું!

એવામાં લલિત ધાબળામાંથી ડોકું બહાર કાઢીને બોલ્યોઃ "કાકા! ધાબળામાંએ મચ્છર જંપવા દેતા નથી."

થોડી વારે ચંદ્ર ઉગ્યો અને સિંહની ગર્જના સંભળાવા લાગી. રાત્રે નદી કાંઠે એ જાનવરો પાણી પીવા આવતા હશે એમ મેં ધાર્યું. એટલામાં જુવાન ધાબળામાંથી ડોકું બહાર કાઢીને બોલ્યોઃ "જુઓ, સાહેબ! નદી કાંઠે બે સિંહ ઉભા છે."

મેં અને લલિતે એકી સાથે ધાબળામાંથી ડોકાં બહાર કાઢીને જોવા માંડયું. ચંદ્રના અજવાળામાં બેક સિંહો જોવામાં આવ્યા. મેં અને લલિતે બંદૂકો ભરીને તૈયાર રાખી. એટલામાં તો સિંહો અમારી તરફજ આવવા લાગ્યા! માણસની ગંધ એ પ્રાણીથી અજાણી રહેતી નથી અને માણસનો શિકાર તેને ઓછો ગમતો નથી.

લલિત બોલ્યો: "હમણાં બંદૂક છોડવાની ઉતાવળ કરશો નહિ. તેમને જરા નજીક આવવા દો!"

નદીનો કાંઠો જરા ઉંચાણમાં હતો અને અમારો પડાવ નીચાણમાં હતો. કાંઠા તરફથી ઉતરી આવતાં એ બેઉ પ્રાણીઓ અમારાથી દસેક વારને છેટે આવેલી એક ભેખડ ઉપર ચડયા. જાણે કે એ વનરાજ પોતાના શિકારને સાવધ કરીને પછી તેની સાથે યુદ્ધ ખેલવા માંગતો હોય, તેવી રીતે ભેખડ પરથી તેણે ત્રાડ નાંખી! જુવાનનાં હાજાં તો તે ત્રાડ સાંભળતાંજ નરમ થઇ ગયા, પરન્તુ લલિતે એ મોકો બરાબર સાધી લીધો. સિંહે ત્રાડ મારતાં મ્હોં વિકાસ્યું કે તુરત તેણે બંદૂકની ગોળી છોડી તે સિંહના તાળવામાંજ એવી રીતે લાગી કે તે ભેખડ પરથી ત્રાડ નાંખતો નીચો ગબડી પડયો!

પરન્તુ બીજો સિંહ હલ્લો કરવા ધસી આવે તે પહેલાં એક બીજો વિચિત્ર બનાવ બન્યો. કાંઠા પરના ભેજમાં સૂતેલા એક મગરે એ સિંહનો પગ પકડી લીધો! સિંહ અમારો શિકાર કરવા ધસી આવે તે પહેલાં તો તેને મગર સાથે યુદ્ધમાં ઉતરવું પડયું! સિંહે પોતાના આગલા પગના નહોર મારીને મગરને આંધળો કર્યો પણ મગરે તેનો પગ ન છોડયો તે નજ છોડયો. આ અફાળ ઝીકમાં મગર જરા ચત્તો થયો કે તુરત સિંહે તેનું ગળું પકડયું! બેઉ જમીન ઉપર ગુલાંટો ખાવા લાગ્યા. મગરે સિંહનો પગ છોડી દીધો અને સિંહના મ્હોંમાંથી પોતાનું ગળું છોડાવી સિંહને કમરમાંથી પકડયો. સિંહની તે વખતની ત્રાડોથી આખો નદીકાંઠો અને આસપાસની ખીણો ગાજી ઉઠી. સિંહે મગરનું પેટ ચીરી નાંખ્યું અને કેટલીક વારે બેઉ પ્રાણીઓ લોહી-લોહાણ થઇને મરણ પામ્યા. આ બેઉ ભયંકર પ્રાણીઓની લડાઇ નજરોનજર જોવાનું ભાગ્ય કોઇને સાંપડયું નહિ હોય.

હવે અમે મહંમદને પહેરો ભરવા માટે જાગતો રાખીને મચ્છરના ચટકા ખમતાં પણ જેટલું ઉંઘાય તેટલું ઉંઘ્યા.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### એક ચુંબન કર્યું કે લગન થઈ ચુકયું!

બીજા દિવસનું સહવાર પડતાંજ અમે ઉઠયા અને એક બીજાની સામે જોઇને અમે ચોંકી ઉઠયા! બાપરે! આખી રાતના મચ્છરના ત્રાસથી અમારાં મોઢાં સૂજી ગયાં હતાં અને ચામડી તો ગોદડાંના જેવી જાડી થઇ ગઇ હતી! અમે એક બીજાને જોઇને હસવા લાગ્યા. માત્ર મહમદનું મ્હોં ઓછું સુજેલું હતું કારણકે તેની દાઢીપર અને ચહેરા પર સારી પેઠે વાળ હતા.

પછી હોડીમાં બેસીને અમે આગળ વધ્યા. પવન ધીમો પણ અનુકૂળ હતો. બપોરે પવન જરા પડયો એટલે કિનારા પર થોડો છાંયડો જોઇને થોભ્યા અને ઝાડ નીચે ગાદીઓ પાથરીને આગલી રાત્રે મચ્છરોના ત્રાસથી અધુરી રહેલી ઉંઘ પૂરી કરી. પાછલા પહોરે હોડીને પુનઃ આગળ હંકારી. એ પ્રમાણે અમે ચાર દિવસ સુધી વચમાં રોકાતાં રોકાતાં મુસાફરી કરી. માર્ગમાં ગંધાતા પાણીની ખીણો અને ખાઇઓ પુષ્કળ આવી અને ગઇ. મચ્છરના ત્રાસની તો વાતજ શી કરવી? હવે નદીનું પાણી છીછરૂં થતું જતું હતું. નદીના મૂળ તરફ જેમ જેમ આગળ વધતા જઇએ તેમ પાણી ઓછું તો થતું જાયજ. પાંચમે દિવસે અમે એક કાંઇક સુંદર જગ્યાપર આવ્યા. ત્યાં કિનારા પર કેટલાંક વૃક્ષો હતાં અને ચોખ્ખા પાણીનું એક નાનું ઝરણું નદીમાંથી નીકળીને વહી જતું હતું. આ પાણી

ગંદું નહોતું અને વળી એ ઝરણાના વહેણની કીનારો કુદરતી જણાતી નહોતી, એટલે અમે ધાર્યું કે તે આગળના જમાનાની કોઇ નહેર જ હોવી જોઇએ અને એ પ્રદેશના લોકોએ તે ખોદી કાઢેલી હોવી જોઇએ. આ ઉપરથી અમે એટલું સમજી શક્યા કે આ ભાગમાં અત્યારે વસતી નહિ હોવા છતાં આગલા જમાનામાં ત્યાં લોકો વસતા હોવા જોઇએ. આ પ્રમાણે અમે પુષ્કળ હાડમારી વેઠી, મચ્છરનો ત્રાસ વેઠ્યો, ઉંઘ વેચીને ઉજાગરા કર્યા, છતાં પ્રભુની કૃપાથી અમે માંદા ન પડ્યા તેનું કારણ એ હતું કે અમે વખત વખત ક્વીનાઇન અને બીજી દવાઓ લઇને અમારી તંદુરસ્તી ટકાવી રાખતા હતા.

એ નહેરને કાંઠેથી અમે જોયું કે ત્યાંથી કેટલેક દૂર એક ઇંડાની આકૃતિનો પહાડ હતો. હોડી નહેરમાં ચાલી શકે તેમ હતુંજ નહિ અને નદીમાં પણ હલેસાંની મદદથીજ ચાલી શકે તેમ હતું, પરન્તુ અમે એટલા થાકેલા હતા કે અમારાં બાવડાંમાં હવે કૌવત રહ્યું નહિ. અમે ત્યાં થોભીને ઉંઘ કાઢવાનોજ વિચાર કર્યો. અમે હોડીને કાંઠે થોભાવીને હોડીમાજ આમતેમ પડીને ઉંઘવા લાગ્યા. મને ભયંકર સ્વપ્નાં આવવા લાગ્યાં. અમારા પગ મચ્છરના ડંખથી અમે અફાળતા હતા અને કોઇ કોઇ વાર તો એક બીજાના પગ એક બીજાને વાગતા પણ હતા. એક વાર લલિતનો પગ મારા માથાપર પછડાયો અને હું કારમો જાગી ઉઠયો. લલિતને હું ઠપકો આપવા જઉં, તે પહેલાં તો મેં કિનારે ઊભેલા એક જંગલી માણસની તગતગતી આંખો જોઇ અને હું ચીસ પાડી ઉઠયો. બીજાઓ તેથી જાગી ઉઠ્યા, પરન્તુ હું ઉઠીને ઉભો થઉં તે પહેલાં તો એક ચકચકિત ભાલો મારા ગળા સામે ધસી આવ્યો અને ભાલો ઉગામનાર

જંગલી પુરૂષ પોતાની કામઃદેશની ભાષામાંજ બોલ્યો: "ચૂપ! તમે કોણ છો? નદી માર્ગે અહીં સુધી કેમ આવ્યા છો? બોલો, નહિ તો મૂઆ સમજો!" એમ કહેતાં તે ભાલાની અણીને મારા ગળાની વધારે નજીક લાવ્યો અને હું વધારે ગભરાયો.

મેં કહ્યું: "અમે પ્રવાસીઓ છીએ અને અચાનક આ માર્ગે આવી ચડયા છીએ." મને આવડતી હતી તેવી આસામી ભાષામાં મેં જવાબ આપ્યો, પરન્તુ તે લોકો મારી બોલી સમજી શકયા હોય એમ મને લાગ્યું. તેમાંના એકે પોતાની પાછળ ઊભેલા એક વૃદ્ધ પુરૂષ તરફ નજર કરીને પૂછ્યું: "કેમ દાદાજી! આ લોકોને મારી નાખીએ?"

વૃદ્ધ પુરૂષનો ખોખરો ઘાંટો સંભળાયો: "એ લોકો કયા મુલ્ક-કના જણાય છે?"

"આપણા મુલકના નથી. ચીન-જાપાન કે બરમાના પણ નથી. હિંદુસ્તાની લાગે છે."

જવાબ મળ્યો: "ત્યારે તેમને મારશો નહિ. આપણાં અમર મહારાણીએ મને ફરમાવ્યું છે કે હિંદુસ્તાનીઓ આવે છે તેમને મારવા નહિ અને મારી પાસે પહોંચાડવા' માટે એ બધાને ઉતારીને અહીં લાવો અને તેમનો જે સરસામાન હોય તે પણ હોડીમાથી ઉંચકી લાવો."

પેલાએ તો પાણીમાં આવીને મારૂં બાવડું પકડયું અને મને ખેંચીને બહાર કાઢયો. અમારામાંના બીજાઓને પણ એવીજ રીતે બહાર ખેંચી કાઢવામાં આવ્યા.

કિનારાપર આશરે પચાસેક માણસનું ટોળું જામેલું અમે જોયું. તે બધાના હાથમાં લાંબા ચકચકિત ભાલા હતા. તેઓ ઉંચા, મજ-

ભુત શરીરના, બેઠેલાં નાકવાળા અને કાળાશ પડતી ઘઉંવર્ણી ચામડીના હતા. કેટલાકોએ કમર ફરતાં કપડાં વીંટાળેલાં હતાં અને કેટલાકે હરણ, ચિત્તા અને વાઘનાં ચામડાં વીંટાળેલાં હતાં. તેમના શરીરના બીજા ભાગો તદ્દન ઉઘાડા હતા.

લલિત અને જુવાનને ખેંચી તાણીને મારી પાસે મૂકવામાં આવ્યા ત્યારે તેઓ પણ ગભરાયલા જણાતા હતા. મહમદને ખેંચી આણ્યો અને તે મારી બાજુમાં ધબ કરતો પછડાયો ત્યારે તેના મ્હોંમાંથી શબ્દો નીકળી પડયા: " યા ખુદા ! મને મદદ કર ! "

પેલા જંગલી માણસે દાદાજીને હવે પુછ્યું: " દાદાજી ! આ દાઢીવાળો માણસ હિંદુસ્તાની જણાતો નથી. તે બંગાળી મુસલમાન જેવો લાગે છે. તેને માટે અમર મહારાણીજીની શી આજ્ઞા છે ? "

" તેને માટે અમર મહારાણીએ મને કશી આજ્ઞા કરી નથી; પણ તે તેમની સાથેજ છે એટલે તેને મારતો નહિ. પણ એક વાર તું અહી આવ. " દાદાજીની આજ્ઞા થઇ.

પેલો એ દાદાજી પાસે ગયો. દાદાજીએ તેના કાનમાં કંઇ કહ્યું: પેલો જંગલી એ સાંભળીને મલકાતો બોલ્યો : " હા, હા, બરાબર છે. "

દાદાજીએ પૂછ્યું: " ત્રણે હિંદુસ્તાનીઓને ઉતાર્યા કે ? "

" જી હા. "

" ત્યારે તેમને માટે પેલી ડોળીઓ તૈયાર છે તે લાવો, અને પેલી હોડીમાં તેમનો જે કાંઇ સામાન હોય તે બહાર કાઢો." દાદાજીએ ફરમાવ્યું.

આ ફરમાન થતાં જ એક ટેકરીની પાછળથી ત્રણ ડોળીઓ—વિચિત્ર ઘાટની પાલખીઓ ઉપાડીને જંગલી લોકો બહાર આવ્યા. દરેક ડોળી ચાર—ચાર જણે ઉંચકી હતી અને દરેકને માટે બબે

માણસો વધારાના હતા. અમારે તેમાં જ બેસવાનું હતુ લલિત બોલ્યોઃ "ચાલો ઠીક થયું! આટલા દિવસનો થાક તો ઉતરશે!"

હું એક ડોળીમાં બેઠો અને લલિત તથા જુવાન બીજી એક ડોળીમાં ચડી બેઠા. ડોળીઓમા અમને ઠીક આરામ મળ્યો. તે ઘાસની ગુંથેલી સાદડીની બનાવેલી હતી અને મજબુત હોવા ઉપરાંત નરમ હોવાથી શરીરને સારો આરામ મળે તેવી હતી. અમે તેમાં બેઠા કે તુરત ઊંચકનારાઓએ ડોળીઓ ઉપાડી અને કાંઇ ગીત ગાતા ગાતા તેઓ એકસરખે ક્રમે આગળ વધવા લાગ્યા. કેટલોક વખત તો મને વિચારજ થય કર્યો કે ક્યાં જુનાગઢનું ગારૂં મકાન ક્યાં બ્રહ્મપુત્રા નદીમાંની મુસાફરી, ક્યાં ડૂબતાં-ડૂબતાં થએલો બચાવ અને ક્યાં આ કામરૂદેશ! પરન્તુ ભવિષ્યની વાત ભવિષ્યને સોપીને હું તો ડો- ળીમાં આવતા હીંચકાની મોજમાં ઊંઘી ગયો. આ પ્રમાણે હુ આ- શરે સાત આઠ કલાક ઉંઘ્યો હોઇશ. પેલું અમારૂં નાવ ડૂબ્યું ત્યાર પછી પહેલીજ વાર મને આવી લાંબી અને સુખી નિદ્રા આવી. હું જ્યારે જાગ્યો ત્યારે પણ મુસાફરી ચાલુ જ હતી. સૂર્ય નમતો જતો હતો મે જોયું કે ગંદા પાણીની ખાઇઓવાળા પ્રદેશને અમે પસાર કરી ગયા હતા અને હવે ઊંચા નીચા ટેકરા વાળો રસ્તો આવ્યો હતો. અમારી ડોળીઓ પેલી છત્રાકૃતિના પહાડ તરફ જતી હોય એવું મને લાગ્યું. પેલી નહેરના કિનારા પરથી જે છત્રાકૃતિનો પહાડ અમે જોયો હતો તે આ જ હશે કે કેમ તે કાંઇ મારા સમજવામાં આવ્યું નહિ. અમારી ડોળી ઉપાડનારા જંગલી લોકો શરીરે મજ- બુત બાંધાના હતા અને તેમના અવયવો ઘાટીલાં પણ હતાં; માત્ર તેઓ ખુલ્લે શરીરે જંગલમાં રહેતા હોવાથી તેમનો રંગ શ્યામ હતો. તેમના માથા પરના લાંબા અને બેડોળ વાળ ઉપરથી અને તેમના

ભરાવદાર ચહેરામાં તગતગતી લાલ આંખો પરથી તેઓ મને વિકરાળ પણ લાગ્યા. તેઓ ભાગ્યેજ હસતા માલૂમ પડતા. કામરૂદેશની સ્ત્રીઓના મોહપાશમાં પેઢીઓની પેઢી ગાળીને તેઓ અત્યારે આવા જંગલી અને બળુચક બની ગયા હશે કે મૂળથીજ આ લોકો આવા હશે તેનો કશો નિર્ણય હું મારા મનથી કરી શકયો નહિ.

અમારી ડોળીઓ આગળ ધીમે જતી હતી, એવામાં એક ડોળી મારી નજીકમાં આવી પહોંચી. તેના પડદા ઉંચા નાંખી દીધા હતા. એટલે તેમાં કોણ બેઠું છે તે હું જોઇ શકયો. તેમાં એક બુઢો પુરુષ બેઠો હતો. તેણે સફેદ જાડા કપડાનો મોટો ઝભ્ભો પહેરેલો હતો. જે બુઢાને હું પહેલાં નજરે જોઇ શકેલો નહિ, અને માત્ર જેનો અવાજ જ સાંભળી શકેલો તેજ આ દાદાજી હશે એમ હું તુરત કળી ગયો. તે અત્યંત વૃદ્ધ હતો. તેની દાઢીના વાળ તદ્દન સફેદ હતા. તેનું નાક લાંબું ને અણીદાર હતું અને તેની ધરડી આંખોમાં પણ અજબ તેજ હતું.

તે વૃદ્ધ પુરુષ બોલ્યો: "કેમ, અલ્યા! તું જાગ્યો કે?"

મેં વિનયપુરઃસર જવાબ આપ્યો : "હા દાદાજી!"

પેલા જંગલીઓની પેઠે મને પણ પોતાને 'દાદાજી' કહેતો સાંભળી એ વૃદ્ધ પુરુષના હોઠમાં આછું સ્મિત દેખાયું. તેણે કહ્યું: તું હિન્દુસ્તાનના ગમે તે ભાગમાંથી આવ્યો હોય, પણ તને અમારા દેશની ભાષા તો મજેની આવડે છે. ત્યારે તમારા દેશમાં અમારી ભાષા શીખવાતી હશે ખરી. ખેર, દીકરા! હવે મને કહે તું કયા મુલકમાંથી આવે છે? અહીં લાંબા વખતથી કોઇ હિંદુસ્તાનીએ પગ પણ મેલવાની હીંમત કરી નથી અને તેં એ હીંમત કેમ કરી? તું અને તારા સાથીઓ જીંદગીથી કંટાળીને અહીં મરવા માટેજ

આવેલા છો ? "

મેં હિંમતથી જવાબ આપ્યો: " ના, દાદાજી ! અમને જીંદગીનો કંટાળો આવ્યો નથી પરંતુ જૂની વસ્તુઓનો કંટાળો આવ્યો છે, એટલે અહીં કાંઈ નવું જોવા અને શીખવા આવ્યા છીએ. અમે મોતથી ડરનારા માણસો નથી: અમે મારીએ તોપણ કાંઈક નવું જોઇ જાણીને જ મરીએ તો ઠીક એવી અમારી ઇચ્છા છે."

"હંઅ, હંઅ !" બુઢાએ આંખો વિકસાવતાં કહ્યું: " તું સાચું કહેતો હોઇશ. તું જુઠું બોલે છે એમ મારાથી કેમ કહી શકાય ? તોપણ હું તને એટલું કહી શકું છું કે અમારાં અમર મહારાણી સાહેબ તારી ઇચ્છાઓ પૂરી કરશે."

મેં આશ્ચર્યથી પૂછ્યું: " એ અમર મહારાણી કોણ છે ? "

એ બુઢાએ હસીને કહ્યું: " અમારાં મહારાણી તને જીવતો રહેવા દેશે તો તું તારી મેળેજ જોઇ શકીશ કે તે કોણ છે ? "

" મને જીવતો રહેવા દેશે એટલે શું ?

બુઢ્ઢાએ કશો જવાબ આપ્યો નહિ એટલે મેં પૂછ્યું: " આ કામર દેશ કહેવાય છે તે હું જાણું છું; અહીં કયા રાજાનું રાજ્ય છે ? "

બુઢ્ઢો વધારે હસ્યો અને બોલ્યો: " આ કામર દેશ છે એ તું જાણે છે અને અહીં સ્ત્રીરાજ્ય—સ્ત્રીનું રાજ્ય ચાલે છે તે તું નથી જાણતો ! હું જે અમર મહારાણીનું નામ આપું છું તેજ અહીં રાજ્ય કરે છે."

" એમ ! પણ તે અમર કેમ કહેવાય છે ? "

" તે તું જીવતો રહીશ તો જ જાણીશ."

" આ લોકો કયા ગામમાં રહે છે ? "

" તેઓ ગુફાઓમાં રહે છે."

" અરે દાદાજી! આપણે બધા ક્યાં જઇએ છીએ?"

" તે તું તારી મેળેજ જાણીશ."

" આપનું નામ શું?"

" મારૂં નામ બામદેવ." એમ બોલતાંજ બામદેવે હાક મારી કે ડોળી ઉપાડનારાઓ વધુ ઝડપથી ચાલ્યા અને બુઢ્ઢો બામદેવ દેખાતો બંધ થઈ ગયો.

હું પાછો ડોળીના હીંચકાની મોજ માણતો ઉંઘવા લાગ્યો. જ્યારે હું જાગ્યો ત્યારે મેં જોયું કે અમે કોઇ પહાડની ખીણમાંના સુંદર રસ્તાપર થઇને જતા હતા. ત્યાં સુંદર વૃક્ષો ઉગેલાં હતાં અને જંગલી પુષ્પરોપ પણ છુટક છુટક ઉગી નીકળેલા દેખાતા હતા. એ ઉંડાકૃતિના પહાડનો જ પ્રદેશ હતો. પહાડ ઉપર બકરાં અને ઢોર ચરતાં હતાં. જેમ જેમ આગળ જતા હતા તેમ તેમ અમે વધુ ને વધુ સુંદર દેખાવ જોતા હતા તે ઉપરથી લાગતું હતું કે માણસની વસ્તી હવે નજીક હોવી જોઇએ, પરન્તુ એક ઝુંપડું એ દેખાતું નહોતું. આ લોકો ગુફાઓમાં રહેતા હતા એ બુઢ્ઢા બામદેવની વાત મને ખરી લાગી. છેવટે અમે આ જંગલી લોકોનાં રહેઠાણો પાસે આવી પહોંચ્યા. સેંકડો હારબંધ ગુફાઓ કોતરી કાઢેલી મારા જોવામાં આવી. આ જ એ લોકોનું ગામ હતું. અમારી ડોળીઓ ત્યાં આગળ જતાં થોભી અને ઉંચકનારાઓએ તે નીચે મૂકી. બામદેવને ડોળીમાંથી બહાર નીકળતો જોઇને હું પણ મારી ડોળીમાંથી બહાર નીકળ્યો અને મને નીકળતો જોઈને લલિત તથા જુવાન પણ બહાર નીકળ્યા. પરન્તુ સાથી બુઢ્ઢી દશા તો મહામહેનની થઈ હતી. તે બિચારીને ડોળામાં બેસવાનું મળ્યું નહોતું, એટલે તેને અહીંસુધી ટાંગીને બાંધીને આવવું પડ્યું હતું. આથી તે આવતાં વેંતજ ભોંયે બેસી

ગયો અને થાકને લીધે આડો પડી હાંફવા લાગ્યો.

એક મોટી ગુફાને મ્હોંડે એક સપાટ ખડક હતી જે મોટા ચોતરા જેવી દેખાતી હતી. તેની ઉપર અમારી હોડીમાંનો બધો સામાન—હલેસાં સુદ્ધાંત—લાવીને ખડકી દેવામાં આવ્યો હતો. બાજુ બાજુમાં લોકોનાં નાનાં નાનાં ટોળાં ઊભાં હતાં, જેમાંના કેટલાક અમારી સાથે આવેલામાંના હતા અને કેટલાક ત્યાં રહેનારાઓમાંના હતા. એ લોકોમાં કેટલાક ખુબસૂરત પુરૂષો અને સ્ત્રીઓ પણ હતી. શ્યામ રંગના જંગલી લોકોમાં ધઉંવર્ણી અને સુંદર ચામડીના લોકોનું મિશ્રણ મને અજાયબીભર્યું લાગ્યું, પરન્તુ મારી અજાયબી થોડા વિચારને અંતે નાબુદ થઇ. અહીં આવી ચડનારા પરદેશી પુરૂષો અહીંથી પાછા જઇ શકે એવું નહોતુ એટલે એવા પરદેશી ખૂબસુરત લોકોનો વંશવેલો આ કામર દેશમાં વધ્યો ગયો હોય અને તેવા લોકોની સંતતિ શ્યામવર્ણની ન થતાં ખુબસુરત થઈ હોય એ બનવાયોગ્ય હતું. પરન્તુ એ લોકોનો વેશ તો બીજા જંગલી લોકોના જેવો જ હતો.

એકંદર રીતે જોતાં પુરૂષો કરતાં ત્યાં એકઠી થએલી સ્ત્રી વધારે ખૂબસુરત હતી. તેમનાં અવયવો પુષ્ટ અને સુંદર હતાં અને ચહેરા ભવ્ય અને પાટીલા હતા. રતા તો પુરૂષોની પેઠે તેમની આંખોમાં પણ દેખાતી હતી, પરન્તુ એ ક્રૂરતાની સાથે જે મોહકતા હતી તે ખરેખર અજબ હતી. એવી સ્ત્રીઓની ખૂબસુરત આંખોના કટાક્ષ આગળ પુરૂષો લટ્ટુ બની જતા હોય એ નવાઇ જેવું નહોતું. કામર દેશની મેં સાંભળેલી વાતો અહીંથી જ સાચી પડવા લાગતી હતી. આવા મુલકમાં સ્ત્રીરાજ્ય હોય તેમાં શી નવાઇ! એ સ્ત્રીઓએ પોતાની કમરે મોટે ભાગે હરણનાં ચામડાં પહેરેલાં હતાં અને કોઇ

ચામડાં સફેદ તો કોઇ કાબરચીત્રાં, કાળાં અને તપખીરીયા રંગનાં પણ હતાં. કોઇ કોઇએ ઘાસના રેસામાંથી બનાવેલી સાદડીનાં જેવાં કપડાં ધારણ કર્યા હતાં, પરન્તુ તેવાં કપડાં પહેરનારી સ્ત્રીઓની સંખ્યા બહુ થોડી હતી, કારણકે તેવી સ્ત્રીઓ ઉંચા વર્ગની હોવી જોઇએ અને એવું કીમતી કાપડ તો બામદેવ જેવાને કે બીજા કોઇ ઉંચી સ્થિતિના માણસને જ મળી શકે એ સમજી શકાય તેમ હતું.

એ સ્ત્રીઓ અમારી આસપાસ ટોળું વળીને અમને નીરખતી ઊભી રહી. અમારા જેવા પરદેશીને જોઇને બ્હીતી હોય કે ગભરાતી હોય એવું કાંઇ અમને લાગ્યું નહિ. લલિતનો સુંદર ચહેરો જોઇને તેઓ માંહોમાંહે વાતો કરવા લાગી અને હસીહસીને વારંવાર લલિતને જોવા લાગી. પણ આટલેથી જ તેઓ અટકી નહિ. તેમાંની એક ખૂબસુરત સ્ત્રી કે જેણે ઘાસના બનાવેલા કાપડનું વસ્ત્ર પહેર્યું હતું તે એકદમ લલિતની સામે ગઇ અને તેની પાસે આવતાં પોતાના હાથ પહોળા કરીને તે લલિતના ગળામાં વળગી પડી અને પછી જોરતેથી તેણે લલિતના ઓઠ ઉપર એક ચુંબન લીધું;

હું તો ભયને લીધે ધ્રૂજી ઉઠયો. મેં ધાર્યું કે હમણાં જંગલી પુરૂષો લલિતની તરફ ભાલા ઉગામવા ધસી જશે અને તેને ઠાર કરશે! જુવાન પણ ગુસ્સે થતો ભભડી ઉઠયો; પણ લલિત ગભરાયો નહિ. તે માત્ર આશ્ચર્ય પામ્યો. તે સમજ્યો કે પોતે કામરૂ દેશના સ્ત્રિરાજ્યમાં આવ્યો છે, એટલે તેણે પેલી સ્ત્રીના ઓઠ ઉપર સામું ચુંબન લીધું!

આ જોઇને હું વધારે ભય પામ્યો. મેં ધાર્યું કે હવે કાંઇ નવું જૂનું બન્યા વિના રહેશે નહિ. પણ મેં આશ્ચર્ય સાથે જોયું કે

આથી જુવાન સ્ત્રીઓ કાંઇક ગ્લીઝાય, પરન્તુ પુરૂષો અને ઘરડી સ્ત્રીઓ તો હસ્યાં. આગળ પર જ્યારે આ લોકોના રીત રીવાજ મારા સમજવામાં આવ્યા ત્યારે જણાયું કે એ લોકોનો લગ્નનો રીવાજ બહુ સહેલો-સુતરો હતો! માત્ર એક ચુંબન કર્યું એટલે લગ્ન થઇ ચુક્યું એવો એ રિવાજ હતો! ત્યાં વંશવેલો પુરૂષથી ઉતરતો ગણાતો નહિ પણ સ્ત્રીથી ઉતરતો ગણાતો એટલે કે માનું નામ મોટું અને બાપનું નામ હલકું ગણાતું! તે લોકોનાં ગામ વસતાં નહિ પણ તેમની નાની ટોળીઓ છુટક છુટક વસતી અને ગુફાઓમાં રહેતી. આવી દરેક ટોળીનો એક સરદાર હતો અને તે સરદારને લોકો દાદાઈ યાને પોતાનો વડો બાપ માનતા. એવી રીતે આ ટોળીનો વડો બાપ અથવા સરદાર બામદેવ હતો. કોઈ સ્ત્રી કે પુરૂષ આ બામદેવ વિના બીજા કોઇને પોતાના બાપ, વડાબાપ અથવા દાદાને નામે બોલાવતાં નહિ.

કોઈ સ્ત્રી જો કોઇ પુરૂષ ઉપર મોહી પડતી, તો તે સ્ત્રી પુરૂષના હોઠ ઉપર ચુંબન લેતી અને જો પુરૂષ તેને સામું લેતો તો લગ્ન થઈ ચૂકેલું માનવામાં આવતું. જો સામું ચુંબન લેવામાં ન આવે તો પુરૂષ તે સ્ત્રીને સ્વીકારતો નથી એમ સમજાતું. લલિતે પેલી છોકરી કે જેનું નામ યામા હતું તેને સામું ચુંબન લીધું હતું એટલે યામા લલિતની સ્ત્રી થઇ ચૂકી હતી કારણ તેમના લગ્નનો વિધિ એ રીતે પૂરો થઇ ચૂકો હતો. જેવી સહેલાઇથી લગ્ન થતું તેવીજ સહેલાઈથી લગ્ન તૂટી પણ જતું. બેમાંથી જે કોઇ કંટાળે તે બીજાને છોડી જાય એટલે એ લગ્ન તૂટેલું મનાતું. પરન્તુ જે લગ્નો આ મુલકમાં થતાં તેના પ્રમાણમાં લગ્ન તૂટવાના દાખલા બહુ થોડા બનતા. સ્ત્રીઓ ડુબકમ હતી એટલે પુરૂષોને માટે લાલચો પણ બહુ

મળતી, છતાં પરણેલી સ્ત્રી પોતાના ધણીને એટલો મોહમુગ્ધ બનાવી રાખતી કે ઘણે ભાગે પુરૂષ સ્ત્રીના પીંજરામાંનો પોપટજ બની જતો!

---

## પ્રકરણ ૭ મું

---

### જુવાનને વળગેલી ડાકણ!

લલિતભાઈ તો પરણી ચૂકયા! પણ કોઈ સુંદરી મને પરણવાને આગળ ધસી નહિ! મારા જેવા વાંદરમુખાને કોણ પસંદ કરે? પરન્તુ જુવાન ઉપર એક સ્ત્રી મોહી પડી હોય એમ મને લાગ્યું કારણકે તે સ્ત્રી તેની પાછળ ને પાછળ ભમતી હતી અને જુવાન તેનાથી ગભરાતો હતો! પરન્તુ એટલામાં બામદેવે અમને ઇશારત કરીને ગુફામાં બોલાવ્યા એટલે અમે ગુફામાં ગયા. પેલી યામા—કિન્નિની સ્ત્રી અમારી પાછળ પાછળ આવી. મેં તેને ઘણુંએ કહ્યું કે અમારે ખાનગી વાતો કરવાની છે તોપણ તેણે મારા શબ્દોની દરકાર કરી નહિ.

ગુફાની અંદર પેસતાં અમને માલૂમ પડયું કે તે ગુફા કુદરતી નહોતી, પરન્તુ માણસોએ કોતરીને બનાવેલી હતી. તે આશરે સો ફીટ લાંબી—ઉંડી અને પચાસ ફીટ પહોળી હતી, અને ઉંચી એટલી હતી કે જાણે અમે કોઈ શિખરબંધી મંદીરની અંદર ઊભા હોઈએ. આ ગુફામાંથી બાર—બાર પંદર—પંદર ફીટને અંતરે નાની—નાની ગલીઓ ફુટતી હતી, અને તે ગલીઓમાં થઇને બાજુ બાજુના નાના—નાના ખંડોમાં જવાય થતું હતું. ગુફાના મુખથી પચાસેક ફીટને અંતરે જ્યાં અજવાળું કમતી થતું લાગતું હતું, ત્યાં સુકાં લાકડાં બળતાં

હતાં અને તેનો પ્રકાશ ચોમેર ફેલાતો હતો. એ પ્રકાશમાં હરતાં -ફરતાં માણસોના પડછાયા લાંબા અને રાક્ષસી કદના દેખાવાથી એકંદરે ગુફાની અંદરનો દેખાવ જરૂર ભયાનક થઈ પડતો. અહીં આગળ બામદેવ થોભ્યો અને ત્યાં આગળ અમને બેસવાનું કહ્યું. ત્યાં અમારે માટે ભોજન આવવાનું હતું. અમારે માટે સુંદર ચામડાં પાથરવામાં આવ્યાં અને તે ઉપર અમે બેઠા. થોડી વારમાં અમારે માટે ભોજન આવ્યું. ભોજનમાં બકરાનું માંસ, જંગલી ચોખાની ભાખરીઓ અને એક કાળો માટીનો હાંડો ભરીને દૂધ હતું. જુવાન છોકરીઓએ એ ભોજન અમારી સામે મૂક્યું અને અમને એવી તો કકડીને ભુખ લાગી હતી કે તે આવ્યું કે તુરત અમે આરોગવા મંડી ગયા. માત્ર જુવાન સિવાય અમે બધાએ માંસ પણ ઉડાવ્યું, અને અર્ધા કલાકમાં અમારે માટે જે કાંઇ લાવવામાં આવ્યું હતું તે બધું અમે સંફાચટ કરી ગયા!

અમે જમી રહ્યા એટલે બામદેવ અમારી પાસે આવ્યો અને બોલ્યો: "આજનો બનાવ ઘણો વિચિત્ર બન્યો છે. કોઈ પણ હિંદુસ્તાની અહીં આવેલો નથી; કોઈ કોઈ વાર અહીં બંગાળી, બરમી કે ચીનાઇ લોકો ચઢી આવેલા છે અને તેઓ કહેતા તે ઉપરથી હિંદુસ્તાનીની પણ એક બીજી દુનીયા છે એવું અમે જાણતા હતા. હિંદુસ્તાની લોકો આવે તો અમે તેમને જીવતા રહેવા દઈએજ નહિ અને બીજાઓને જો અમારી ઇચ્છામાં આવે તો અમારામાં ભેળવી લઈએ પણ પાછા જવા તો નજ દઈએ. આથી તમને મેં નદીમાં આગળ વધતા જોયા ત્યારથીજ તમને મારી નાખવાનો મેં મારા માણસોને હુકમ આપ્યો હતો, પરન્તુ એટલામાં અમારાં અમર મહારાણી તરફથી સંદેશો આવ્યો કે-હિંદુસ્તાનીઓ આવે છે તેમને

મારવા નહિ પણ માનભેર અહીં ઉતારવા. એટલે આ ગુફામાં તો તમે પહેલાજ હિંદુસ્તાનીઓ છો, એમ અમે જોઈએ છીએ."

મેં પૂછ્યું: "પણ દાદાજી! આપનાં અમર મહારાણી તો અહીંથી ઘણે દૂર રહે છે. તેમને ક્યાંથી ખબર પડી કે અમે આવીએ છીએ?"

બામદેવે આસપાસ નજર કરી. થામા ત્યાં નહોતી અને અમે એકલાજ હતા, એટલે તે જરા હસીને બોલ્યો: "શું તમારા દેશમાં કોઇ એવો માણસ નથી કે જે આંખે જોયા વિના અને કાને સાંભળ્યા વિના દરેક વાત જાણીને સમજી લે! બસ, તમારે સમજી લેવું કે કોઇ પણ રીતે મહારાણીને ખબર પડી. તમારે તે સંબંધે મને કાંઇ પૂછવું નહિં."

મને આ વાત બહુ નવાઈભરેલી લાગી. મેં અનુમાન કર્યું કે આ લોકોની "અમર મહારાણી" તે "અમર અપ્સરા" જ હશે અને અપ્સરાઓ દેવોના જેવી શક્તિ ધરાવે છે એવી વાતો શાસ્ત્રગ્રંથોમાં મેં વાંચેલી પણ તે હું માનતો નહતો. શું ત્યારે એ વાતો ખરી હશે એવો સવાલ મેં મારા મનને પૂછ્યો. એટલામાં બામદેવ બોલ્યો: "તમારા સંબંધમાં બીજી કશી આજ્ઞા મને મહારાણી તરફથી મળી નથી, એટલે મારે તેમની પાસે જઇને તેમને પૂછવું પડશે."

"આપ ત્યાં જઇને કેટલા દિવસમાં પાછા ફરશો?"

તેણે જવાબ આપ્યો; "પાંચેક દિવસમાં પાછો આવી પહોંચીશ, પરન્તુ રસ્તામાં ઘણાં જંગલો છે, ગંદી ખાઈઓ અને ડુંગરા છે, એટલે કદાચ એકાદ દિવસ વધારે પણ થાય. પરંતુ તમને અહીં કશી અડચણ પડશે નહિ. અહીં મેં તમારે માટે સારી ગોઠવણ કરી રાખી છે. જો કે અહીં કોઇ હીંદુસ્તાની જીવતો રહી શકેજ નહિ

કારણકે અમારાં મહારાણીનીજ તેવી આજ્ઞા છે કે હિંદુસ્તાની લોકો આવે તો તેમને મારીજ નાંખવા, તોપણ તમને જીવતા રાખવાની જ્યારે મહારાણીની આજ્ઞા થઇ છે ત્યારે મને આશા રહે છે કે તમારે માટે હું સારા સમાચાર લાવી શકીશ. જો કદાચ મહારાણીની આજ્ઞા જુદા પ્રકારની થશે, તો તમારે અહીં મરવુંજ પડશે, અને કેવી રીતે મરવું પડશે તે વાત અત્યારથી કહીને હું તમને ભયભીત કરવા ઇચ્છતો નથી."

" આ તો નવાઇની વાત! તમે કહો છો કે અહીં અમે પહેલાજ હિંદુસ્તાનીઓ આવેલા છીએ એમ તમે જોઇ શકયા છો; તો પછી હિંદુસ્તાનીઓને મારી નાંખવાનો મહારાણીનો હુકમ કેવી રીતે પળાયો હોય ?"

' અમારા જનમ પહેલાં હિંદુસ્તાનીઓ આવેલા અને મહારાણીની આજ્ઞા મુજબ તેમને મારી નાંખવામાં આવેલા એવી વાતો અમારા ઘરડા અમને કહેતા." બામદેવે કહ્યું.

"પણ તો પછી તમારાં આ મહારાણી કેટલાં વરસથી રાજ્ય કરે છે અને તેમની ઉમર કેટલી છે?" મેં પૂછ્યું. પણ બામદેવે તેનો કશો જવાબ આપ્યો નહિ. મારા મનમાં સવાલ ઉપજ્યો કે ખરેખર શું તે અમરજ હશે? ત્યારે બે હજાર વર્ષ પૂર્વેની આ કામરૂ દેશની અપ્સરા હજી જીવતી જ હશે અને પેલી તખ્તી ઉપરની વાત સાચી હશે?

બામદેવ ચાલ્યો ગયો. તે પાંચ દિવસ સુધી દેખાયો નહિ એટલે અમે સમજી ચૂકયા કે તે તેમનાં અમર મહારાણી પાસે અમારા સંબંધે આજ્ઞા લેવાજ ગયો હોવો જોઈએ.

આમદેવ ગયા પછી અમને અમારી સ્થિતિ વિષે વિચાર થવા લાગ્યો. આ લોકો બંગાળીઓને, ચીનાઓને, બરમીઓને પોતાને ત્યાં આવવા દે છે અને ભેળવી લે છે. તો પછી હિંદુસ્તાની લોકો ઉપર તેમને આટલો બધો અણગમો શા માટે હશે ? અથવાતો તેમની મહારાણીને હિંદુસ્તાનીઓ સાથે એવું શું વેર હશે કે તે તેમને જીવતા ન રહેવા દેવાની આજ્ઞા કરે છે ? કદાચ તે અમારા પણ એવા હાલ કરવાની આજ્ઞા કરશે તો ? આ કલ્પના આવતાં અમે ભયથી ધ્રૂજવા લાગ્યા. બધા હિંદુસ્તાનીઓને બૂરી દશાથી ઠાર કરવામાં આવ્યા છે, તો શું અમને તે જીવતા રહેવા દેશે ? લલિત તો ખાત્રીથી માનવા લાગ્યો કે અમર અપ્સરા તે આજ, કામરૂ દેશની રાણી તે આજ, અને પોતાના બે હજાર વર્ષ પુર્વેના દાદા કંબલકુમારની દુર્દશા કરનાર પણ આજ સુંદરી હોવી જોઇએ. મારા મગજમાં આ કાંઇ વાત સમાઇ શકતી નહોતી, તોપણ આ બધા બનાવો પરથી તે માન્યા વિના મારો છૂટકો નહોતો.

અમને હવે ન્હાવાનો વિચાર થયો. આ વિચાર મેં એક વૃદ્ધ પુરૂષને જણાવ્યો એટલે તે અમને એક વહેળા તરફ ન્હાવાને લઇ જવાને તૈયાર થયો. અમે નીકળ્યા તે પહેલાં અમે અમારી પાસેની સીગારેટો સળગાવી અને તેના ધુમાડાના ગોટ કાઢતા અમે બહાર નીકળ્યા. બહાર કેટલાક પુરૂષો અને સ્ત્રીઓ અમને જોવાની રાહ જોઇને જ ઉભાં હતાં. અમને બીડી પીતા જોઇને તેઓ બહુ આશ્ચર્ય પામ્યાં અને અમે કોઇ મોટા જાદુગર હોઇએ તેમ તેઓ માનવા લાગ્યાં. ત્યાં તંબાકુની પેદાશ હતી, પરન્તુ ત્યાંના લોકો તેની છીંકણી બનાવીને સુંઘતાં. તેની બીડી બનાવીને પીવાની તેમને ખબર પણ નહોતી. એક નાના ઠંડા પાણીના વહેળામાં અમે ખૂબ ન્હાયા. ત્યાં પણ પેલી શ્યામા અને બીજી સ્ત્રીઓ આવી પહોંચી

હતી અને અમને ન્હાતા જોઇ રહી હતી. સાંજ પડવા આવી હતી એટલે અમે અમારા મુકામ પર પાછા ફર્યા. તે વખતે સૂર્ય આથમી ગયો. ગુફાઓમાં જ્યાં ત્યાં લાકડાં સળગાવીને પ્રકાશ કરવામાં આવ્યો હતો. કોઇ કોઇ સ્થળે અમે કોડીયામાં ચરબી પુરીને સળગાવવામાં આવેલા દીવા પણ જોયા. થોડી વાર અમે આમ તેમ ફર્યા અને લોકોને સાંજનું વાળુ કરતા જોયા. કેટલીક વારે પેલા વૃદ્ધ પુરૂષને અમે કહ્યું કે હવે અમારો સૂઇ જવાનો વિચાર છે, એટલે તે મારો હાથ પકડીને પેલી મોટી ગુફાની અંદરની એક નાની ગલીમાં લઇ ગયો. તે ગલીની બેઉ બાજુએ ભોંય કોતરીને ઓરડાના જેવી ગુફાઓ બનાવવામાં આવેલી હતી. તેણે અમારામાંના દરેકને માટે જુદી જુદી ગુફાઓ બતાવી અને તેમાં અમને સૂઇ રહેવાનું કહ્યું. મારી ઓરડી જેવી અંધારી હતી તેવીજ બીજી પણ હતી. હવાની આવજા માટે તેમાં બારી જેવું કાંઇ સાધન નહોતું. તેમાં એક મોટી ચોરસ શીલા પડી હતી તે ઉપર મારે સૂઇ જવાનું હતું. મને લાગ્યું કે આ તો મરી ગએલા માણસના મુડદાને સુવાડવાના ઓરડી જેવું લાગે છે અને પાછળથી મને માલુમ પડયું કે મારી એ અટકળ ખોટી ન હતી. હું મારી પાસેની એક ધાબળી ઓઢીને તેમાં સૂતો. એટલામાં તો જુવાન મારી પાસે આવ્યો અને બોલ્યોઃ "બાપુ! પેલા ડોસાએ મને એવી ઓરડીમાં સુવાડયો છે કે મને ત્યાં ઉંઘજ આવે નહિ. મને તો ત્યાં બહુ બીક લાગે છે' માટે હું અહીં તમારી પાસે સુવા આવ્યો છું." મેં મારી બાજુમાંજ ભોંય પર જુવાનને સુવા કહ્યું અને તે ત્યાં સૂતો. રાત્રે મને પુષ્કળ સ્વપ્નાં આવ્યાં. એક સ્વપ્નું તો એવું આવ્યું કે જાણે હું જીવતોજ કબરમાં દટાઇ ગયો હોઉં! છતાં એકંદરે ઉંઘ તો ઠીક આવી. સ્હવાર પડયું ત્યાં કરણા-

ઇઓના ઘોર શબ્દોથી હું જાગી ઉઠયો અને જુવાન પણ જાગ્યો. પાછળથી મારા જાણવામાં આવ્યું કે હાડકાંની બનાવેલી શરણાઇઓ રવીવારમાં બજાવવાનો દરેક કામરૂ દેશના જંગલીનો રીવાજ હતો અને તેથીજ રોજ રવીવારમાં કેટલીક વાર સુધી શરણાઇઓનો ઘોર કોલાહલ ચાલી રહેતો.

રવીવારે ઉઠીને અમે પેલા વહેળા તરફ ઉપડયા. ત્યાં જઇને અમે ઝાડવાંની ડાંખળીઓ કાપીને દાતણ કર્યાં, હાજતે જઇ આવ્યા અને નિરાંતે નાહ્યા. ત્યાંથી અમે પાછા ગુફાપર આવ્યા, તે વખતે અમારે માટે રવીવારનું ભોજન તૈયાર હતું. અમે ભોજન કરવા બેસીએ તે પહેલાં જરા વાતો કરતા બેઠા, એટલામાં એક જુવાન સ્ત્રીએ આવી જુવાનને વળગી પડીને તેને ચુંબન કર્યું ! જુવાન તો ગભરાયો અને ખૂબ ગુસ્સે થયો. તે એકદમ ઊભો થઇ ગયો અને તેણે પેલી સ્ત્રીને હડસેલીને દૂર કરી, સ્ત્રીએ તો ફરીથી જુવાનને વળગીને તેને ચુંબન કર્યું ! જુવાને તેને ફરીથી હાંકી કાઢી અને બોલ્યો: " એ રાંડ ડાકણ ! તું મને વળગે છે, પણ મારે પરણવું જ નથી. પરણવું હોત તો મારા ગામમાં કાંઇ ખવાસણોનો તોટો નથી ! " પણ તેના આ શબ્દો ગુજરાતીમાં હતા એટલે કોઇ સમજ્યું નહિ, પણ આટલેથી પેલી ડાકણ પાછી હઠે તેમ લાગ્યું નહિ. તે તો તેની પાસે ફરી ફરીને આવવા લાગી, એટલે જુવાન ભય પામીને નાઠો; જંગલી લોકો તેને નાસતો જોઇને હસવા લાગ્યા. પણ પેલી જુવાન સ્ત્રી હસી નહિ. તે તો બહુ ગુસ્સે થએલી જણાતી હતી અને ગુસ્સાના આવેશમાં થરથર ધ્રુજતી હતી. આસપાસ ઉભેલી સ્ત્રીઓ તેની મશ્કરી કરતી હતી, તેથી તેનો ગુસ્સો વધતો જતો હતો. આ ગુસ્સો એવો હતો કે મને લાગ્યું જુવાનના આ વર્તનથી કદાચ અમે

બધા ભયમાં આવી પડીશું. પેલી બાઇ ત્યાંથી ચાલી ગઇ એટલે જુવાન ડરતો ડરતો પાછો આવ્યો, પણ સ્ત્રીઓથી દૂર જઇને તે બેઠો. કોઈ સ્ત્રી જરા તેની પાસેથી પસાર થવા જાય, તોપણ તે ચોંકી ઉઠતો અને એકદમ ઊભો થઇને નાસી જવા જેવું કરતો! મેં પેલા વૃદ્ધ પુરૂષને સમજાવ્યું કે અમારો આ માણસ કે જેનું નામ જુવાન છે તે પરણેલો છે અને ઘરસંસારમાં તે સુખી થયો નહિ હોવાથી તે ફરીથી પરણવા ઇચ્છતો નથી. એટલું જ નહિ પણ સ્ત્રીઓથી જ તે દૂર ને દૂર નાસતો ફરે છે. મારી આ વાત એ વૃદ્ધ પુરૂષ અને બીજાઓએ પણ સાંભળી પરન્તુ તેઓ કશું બોલ્યા નહિ. પરન્તુ તેમના મ્હોં ઉપરથી મને લાગ્યું કે મારી વાત તેમને ગળે ઉતરવા પામી નહોતી અને જુવાને પેલી સ્ત્રીનો તિરસ્કાર કર્યો તેથી તેઓ બધા બહુ ગુસ્સે થઈ ગયા હતા.

જમ્યા પછી અમે ફરવા નીકળી પડયા. આ લોકો ઢોર ઉછેરતા અને ડાંગર પકવતા, પરંતુ વરસાદની તેમની ઉપર એવી મહેર હતી કે જમીન બહુ ખેડવી પણ પડતી નથી અને એક વાર ડાંગર વાવ્યા પછી તેના પાક માટે બહુ ચિંતા કરવી પડતી નહિ. આ ડાંગરના ચોખા તેઓ પકવીને ખાતા. તે સીવાય બીજી પુષ્કળ જંગલી ડાંગર ઉગી નીકળતી તેને તેઓ દળીને ખાતા. ઢોરનું દૂધ તેઓ ખાવાના ઉપયોગમાં લેતા અને દુધનું માખણ બનાવીને ખાઇ જતા. તે ઉપરાંત તેઓ ઘેટાં બકરાં પણ પાળતાં અને તેમને મારીને તેનું માંસ ખાતા. પુરૂષો ખેતરમાં મજૂરી કરતા અને સ્ત્રીઓ બહુધા ઘેર રહેતી, પરંતુ સ્ત્રીની સલાહ વિના કોઇ પણ કાર્ય પુરૂષો કરતા નહિ—કરી શકતા નહિ. સ્ત્રી તેઓના સંસારમાં ઘરની રાણીનું પદ ભોગવતી અને પુરૂષ બળવાન હોવા છતાં સ્ત્રીના હાથમાંનો રમકડા રૂપે રહેતો.

પહેલાં તો આ લોકોના રીતરીવાજની અમને ખબર નહોતી અને અમે ગુંચવાઇ જતા હતા, પરન્તુ ધીરે ધીરે હવે અમને ખબર પડવા માંડી હતી. ત્યારપછીના ચાર દિવસમાં કાંઇ જાણવાજોગ બનાવ બનવા પામ્યો નહિ, પરંતુ એ દીવસોમાં લલિતની સ્ત્રી યામા તરફથી કાંઈક જાણવાનું મળ્યું. યામા લલિતને ઘડીભર પણ છોડતી નહિ અને તેની છાયાની માફક તેની પાછળ પાછળ ભમતી. તેની તરફથી અમે એટલું જાણી શક્યા કે આ બધો કામરૂ દેશ હતો અને આ દેશની મહારાણી જ્યાં રહેતી હતી ત્યાં તો પહેલાં મોટા મોટા મહેલો હતા પરન્તુ હવે એ બધા મહેલો ભાગી તુટીને ખંડેર જેવા બની ગયા હતા. એ મહેલોમાં જે લોકો પહેલાં રહેતા હતા તેમની અને જે પરદેશીઓ અહીં આવીને રહેતા તેઓની આ બધી વસતી હતી. જે સ્થળે અત્યારે કામરૂ દેશની અમર મહારાણી રહેતી હતી તે સ્થળનાં ખંડેરોમાં અત્યારે કોઇ જઇ શકતું નહિ કારણ કે તેમાં અત્યારે ભૂત-પલીત વસી રહેલાં હતાં અને કોઇ ત્યાં જાય તેમને તેઓ ભરખી ખાતાં હતાં. આ કારણથી એ ખંડેરોને માત્ર દૂરથીજ જોઇ શકાતાં હતાં. એવાંજ બીજાં ખંડેરો હોવાની વાતો પણ યામાએ સાંભળી હતી અને જ્યાં જ્યાં ઉંચા પહાડો હોય ત્યાં ત્યાં એવાં ખંડેરો પણ હોય એવી તેની માન્યતા હતી. આ ગુફાઓ કોતરી કાઢનારાઓ પણ મહેલો બાંધીને તેમાં રહેનારાઓ પોતે જ હોવા જોઇએ એવું યામા ધારતી હતી. જૂના વખતથી ચાલ્યા આવતા રીત રીવાજો મુજબ તે લોકો વર્તતા હતા અને તે રીવાજોનો ભંગ કરવાની કોઈ હીંમત કરતું નહિ. જો કોઈ એવા રીવાજનો ભંગ કરે, તો તેને ટોળાનો વડો સરદાર મારી નાંખશે. એવા માણસને કેવી રીતે મારી નાંખવામાં આવે તો તે વિષે મેં યામાને પૂછ્યું એટલે તે મંદ

સ્મિત કરીને બોલી: "કોઇ દિવસ તે બધું તારા જોવામાં આવશે."

તેમની અમર મહારાણી ભાગ્યેજ કોઇના જોવામાં આવતી. બે-ત્રણ વર્ષે એક વાર તે લોકોમાં દેખાવ દેતી અને તે વખતે તે સફેદ ઝભ્ભો પહેરતી અને મ્હોં પર બુરખો ઓઢતી એટલે કોઇ તેનું મ્હોં જોઇ શકતું નહિ. તે વખતે તે ગુન્હેગારોને સજા કરવા માટેજ જાહેરમાં દેખાવ દેતી. તેની હજુરમાં રહેતા નોકર-ચાકર બધા મુંગા અને બહેરા હતા એટલે તેઓ કોઇને કશી વાત કહી શકતા નહિ, પરન્તુ એવી વાત લોકોમાં બોલાય છે કે તેના જેવી કોઇ સ્ત્રી આ આખી દુનીયામાં સુંદર નહોતી. તે અમર હતી એવું પણ લોકો કહેતા અને દરેક વસ્તુ-જડ કે ચેતન-ઉપર તેની સત્તા ચાલતી હતી એવું લોકોમાં મનાતું. યામાને આવી વાતની કશી ખાત્રી નહોતી પણ લોકો જે વાતો કહેતા તે ઉપરથીજ તેણે આ બધું જાણ્યું હતું. એક વાત યામાએ એવી કહી કે—વખતો વખત આ મહારાણી પોતાનો પતિ પસંદ કરતી અને તે પતિથી પોતાને પુત્રી થતી એટલે પછી તે પતિને મારી નાંખવામાં આવતો. પછી તે પુત્રી મોટી થતી અને પોતાની માતા મરણ પામતાં મહારાણીની જગ્યા લેતી તથા માતાના મુડદાને એકાદ વિશાળ ગુફામાં દાટી દેતી. પરન્તુ આ વાતની ખાત્રી કોઇ કરી શકયું નહોતું. માત્ર આ મહારાણીની હાક આખા કામર દેશમાં વાગતી અને તેની આજ્ઞાનું ઉલ્લંઘન કોઇ કરી શકતુંજ નહિ; ઉલ્લંઘન કરે તો તેનું તત્કાળ મરણ થતું. તે પોતાના શરીરના રક્ષણ માટે માણસો રાખતી પણ લશ્કર જેવું કાંઇ રાખતી નહિ.

યામાને પુછતાં વધુ માહિતી એ મળી કે મહારાણી જે સ્થળે રહેતી હતી તે સુદ્ધાં આવી દશ ટોળીઓ જૂદાં જૂદાં મથકોમાં વાસ કરીને રહી હતી. આ બધી ટોળીઓ ગુફાઓમાં રહેતી અને તે

ટોળીઓના રહેઠાણોની વચ્ચે પુષ્કળ જંગલો તથા ગંદા પાણીની ખાઈઓ હતી. એ જંગલો અને ખાઇઓ પસાર કરવાના કેટલાક છૂપા રસ્તા હતા. ઘણી વાર આ ટોળીઓ વચ્ચે લડાઇઓ પણ ચાલતી, પરન્તુ મહારાણીની આજ્ઞા થતી કે તુરત લડાઇ બંધ થઈ જતી. આવી લડાઇઓને લીધે અને ગંદા પાણીની ખાઈઓથી લોકોમાં તાવનો વાવર બહુ ચાલતો તેને લીધે વસતી બહુ વધતી નહિ અને પુરૂષો કરતાં સ્ત્રીઓની વસતી વધારે રહેતી. નજીકમાં આવી બીજી કોઇ ટોળી રહેતી નહોતી અને આ ગંદી ખાઇઓ શત્રુ ટોળી પસાર કરી શકતી નહિ. જેઓ માત્ર તેના છૂપા માર્ગો જાણતા, તેઓજ તે ઓળંગી શકતા, નહિતો તેઓ તેમાં ડૂબી મરતા. અમને પણ જો બામદેવે અત્રે પહોંચાડયા ન હોત, તો અમે અહીં સુધી આવી શકતજ નહિ.

ચાર દિવસની અંદર આ અને બીજી વાતો અમને યામા તરફથી જાણવાની મળી. આ બધી વાતો એવી હતી કે જેથી પેલી પ્રાચીન આરસની તખતી ઉપરનું લખાણ સાચું જ માનવું પડે. જે બેદી મહારાણી અથવા અમર અપ્સરાની શોધ માટે અમે અહીં સુધી આવ્યા હતા તેવી સ્ત્રી અહીં કોઇ હતી ખરી, અથવા તો તે હોવાની માન્યતા આ કામરૂ દેશમાં પણ ચાલતી હતી; પરન્તુ એવી સ્ત્રી કેવી રીતે હોઇ શકે તે વાત બુદ્ધિગમ્ય રીતે હું કે લક્ષિત કોઇ સમજી શકતા નહોતા. માત્ર યોગના ચમત્કારોની અને જાદુનાં પુસ્તકોમાં વાંચેલી વાતો માની શકીએ તોજ આ વાતોમાંનું સત્ય માની શકાય તેમ હતું. જુવાનને તો આ વાતોમાં કશો રસ જ પડતો નહોતો અને મહમદને જોકે અહીં સારી રીતે રાખવામાં આવતો તોપણ તેને આ જંગલી લોકોની બહુ જ બીક લાગતી હતી. તે શાથી બ્હીતો હતો તે મને સમજાતું નહોતું. તે બહુધા ગુફામાંના કોઇ ખુણામાં ભરાઇ રહીને "યા ખુદા મદદ કર"ના છૂપા

પોકારોજ કર્યા કરતો હતો. મેં તેને એકવાર પૂછ્યું કે તને શાની બીક લાગે છે, ત્યારે તેણે કહ્યું કે આ લોકો કોઈ માણસ જાતના નથી પણ ભૂત અને પલીતની જાતના છે. બંગાળામાં તેણે સાંભળેલું કે કામરૂ દેશના લોકો તો જુદા છે અને આ લોકો ભલે કામરૂ દેશમાં હોય પણ તેઓ ભૂત–પલીતનીજ ઓલાદના છે. આ સાંભળેલી વાત આજે મદમદ નજરે જોઈ રહ્યો હતો અને તે તેમની વચ્ચે આજે આવી પડેલ હોવાથી બહુજ ડરતો હતો. મને પણ એમ લાગતું હતું કે જૂના વખતથી જે કામરૂ દેશની ખ્યાતિ ચોમેર પ્રસરેલી છે ત્યાંના બધા લોકો શું આવા જંગલી હશે ? એમના કરતાં સુધરેલા બીજા લોકો પણ હોવા જોઈએ; પરન્તુ જે પ્રદેશમાં શોધખોળ ચલાવવા માટે અમારે આવવાનું હતું તે પ્રદેશ તો આજ હતો તે વિષે મને કશી શંકા હવે રહી નહોતી.

એક વાર અમે બધા બેસીને વાતો કરતા હતા, એટલામાં યામાએ આનંદમાં આવી જઈને લલિતના માથાપર હાથ ફેરવતાં ફેરવતાં એક મધુર ગીત ગાવા માંડયું. એ ગીત આ મતલબનું હતું:—

"તું મુજ પ્રીતમ, તું મુજ સ્વામી, તુજ માટે હું તલસી રહી,
"વર્ષો વીત્યાં, યુગ યુગ વીત્યા, આજ આશ મુજ સફળી થઈ;
"તુજ લોચનમાં જાદુ ભરીયું, તારાગણનું ચમકે તેજ,
"અભાગણીને અમૃત મળીયું, તે તેના કરમાં ન રહેજ!

યામા ગાતી ગાતી એકદમ અટકી ગઈ. દૂર કોઈ છાયા ઉભી હોય અને તેની તરફ તે જોઈ રહી હોય, એમ તે આંખો વિકાસી રહી. તેણે લલિતના માથા પરથી હાથ ઉંચો કરી, આંગળી લંબાવીને કાંઈ દેખાડયું અને અમે તે તરફ જોયું. પણ અમારા જોવામાં

કશું આવ્યું નહિ. થામા બેઠી બેઠી ધ્રુજી રહી. લલિત બોલ્યો: "થામા ! તારા જોવામાં કાંઇ આવ્યું ?"

"નહિ, મારા પ્રીતમ !" તે બોલી અને હસવા લાગી: "મેં તો માત્ર અમારા દેશનું એક ગીત ગાયું. મેં કાંઈ જોયું નથી." એમ કહી થામાએ લલિતના હોઠ ઉપર ચુંબન લીધું. પછી તે બોલી: "મારા પ્રેમનો ઝરો હમેશાં જોરથી વહ્યા કરશે, તોપણ જે રાત્રિ આજ ગઇ તે રાત્રિ કાલ જશે કે નહિ તેની કોને ખબર છે?"

"થામા! તું આમ કેમ બોલે છે? આપણે છૂટાં પડીશું એ વિચાર તને આવવાનું કારણ શું છે? શું તું એમ માને છે કે હું નઠોર થઇને તને છોડી જઇશ."

"નહિ, નહિ, મારા ભરથાર! એમ મને લાગતું નથી. તારા પ્રેમને હું ઓળખું છું. તારા રૂપ આગળ તો હું તારા પગ ધોનારી દાસી થવાને પણ લાયક નથી, છતાં તું મને પ્રેમથી બોલાવે છે તે હું સમજું છું. પણ આ તો કામરૂ દેશ છે, આજનો લહાવો લેવાનું આપણે હાથ છે : આવતી કાલની માલેક અમારી અમર મહારાણી છે!"

---

## પ્રકરણ ૮ મું.

---

### મોતની ભયંકર તૈયારી!

બીજે દિવસે અમને એવી ખબર આપવામાં આવી કે અમારી મહેમાનગતિ કરવાને માટે અમારા માનમાં એક મોટી મીજબાની સાંજને વખતે કરવામાં આવશે. મેં બહુએ કહ્યું કે અમે બહુ સાદા

માણસો છીએ અને અમારે માટે એવી મીજબાનીનો સમારંભ કરવાની કશી જરૂર નથી, પરન્તુ મારા એવા જવાબથી એ લોકો નાખુશીથી ચૂર બની ગએલા જણાવા લાગ્યા, એટલે પછી વધારે આગ્રહ ન કરાવતાં મેં તેમની મીજબાનીની માંગણી સ્વીકારી લીધી.

સૂર્યાસ્ત થયા પહેલાં મને એક માણસ તેડવા આવ્યો અને તેણે કહ્યું કે–મીજબાનીની બધી તૈયારીઓ થઈ ચૂકી છે, એટલે જુવાનને સાથે લઇને હું પેલી વિશાળ ગુફામાં ગયો. ત્યાં લલિત અને થામાને હું મળ્યો. થામા આખો દિવસ લલિતની પાછળ જ ભમ્યા કરતી હતી અને તેઓ બેઉ જણાં એકલાં ફરવા નીકળી પડયાં હતાં, એટલે તેમને આ મીજબાનીની ખબર પણ નહોતી. મેં જ્યારે તેમને કહ્યું કે આપણા માનમાં અત્યારે આ લોકો એક મોટી મીજબાની આપનાર છે, ત્યારેજ તેઓએ તે વાત જાણી; પરન્તુ એ સાંભળતાંજ થામાના મ્હોંપર ગભરાટ પથરાઈ ગએલો મેં જોયો. એટલામાં એક માણસ પાસે થઇને નીકળ્યો, તેનો હાથ પકડીને થામાએ તેને ધીરે સ્વરે કાંઇ પૂછ્યું. તે માણસે તેને જે કાંઈ જવાબ આપ્યો તેથી તેના મ્હોંપરની ચિંતા કાંઇક દૂર થએલી જણાઈ; પરન્તુ થામાએ તેને કાંઈ વધારે પૂછ્યું તેથી તે એકદમ ચ્હીડાઈ ગયો અને તેને તરછોડીને જવાબ આપ્યા વિનાજ તે ચાલ્યો ગયો. પરન્તુ થોડે દૂર જતાંજ તેને વળી કાંઇ વિચાર આવ્યો તેથી તે અર્ધેથી પાછો આવ્યો અને થામાનો હાથ પકડીને તેને પોતાની સાથે તેડી ગયો. ગુફામાં મોટી આગ સળગાવેલી હતી, તેની આસપાસ કેટલાક પુરુષો બેઠા હતા, તેમાંના એક પુરૂષની અને પોતાની વચ્ચે એ માણસે થામાને બેસાડી અને થામાને પણ ત્યાં બેસી રહેવું ઠીક લાગ્યું હોય એમ જણાયું.

આજે સળગાવવામાં આવેલી આગ ઘણી મોટી હતી અને રાત્રિનો અંધકાર પ્રસરતો જતો હોવાથી તે ગુફામાં ભારે પ્રકાશ ફેલાવતી હતી. આગની આસપાસ આશરે પાંત્રીસેક પુરૂષો અને બે સ્ત્રીઓ બેઠી હતી. બે સ્ત્રીઓમાંની એક તો થામા હતી અને બીજી પેલી સ્ત્રી કે જે જુવાન ઉપર મોહી પડી હતી તે હતી. બધાં ચુપચુપ બેઠાં હતાં અને દરેક પુરૂષે પોતાની પાછળ પોતાનો ભાલો ખોસેલો હતો. માત્ર એક બે પુરૂષોએજ ઘાસના રેસાનું વણેલું કપડું પહેર્યું હતું અને બાકીના બધાએ કમરની આસપાસ જૂદી જૂદી જાતનાં ચામડાં વીંટાળેલાં હતાં.

જુવાન કાંઇક શંકાશીલતાથી બોલ્યો: " સાહેબ! વળી પાછું આ લોકો શું લઇ બેઠા છે? પેલી રાંડ ડાકણ પાછી અહીં આવીને બેઠી છે, અને પ્રભુ હવે તેના પંજામાંથી છોડાવે તો સારૂં! મેં તેને બરાબર ધુતકારી કાઢી છે એટલે હવે હું ધારૂં છું કે તે મારી પાછળ પડવાનું છોડીજ દેશે. પણ આ લોકો મારા પર ગુસ્સે થએલા તો બહુ દેખાય છે! મને જુએ છે કે તેઓ મ્હોં મરડે છે! જુઓ જુઓ, મહંમદને પણ મીજબાનીમાં બોલાવવામાં આવ્યો છે અને પેલી રાંડ ડાકણ તેની સાથે મોજથી વાતો અને ચાળા ચસકા કરે છે. હશે, તે ડાકણ કોઇ બીજાને પરણે તો મારા પરની પીડા તો પતે!"

અમે જોયું કે એ સ્ત્રી મહંમદની પાસે બેસીને તેની સાથે ચાળાચસકાથી વાતો કરી તેને રીઝવવા મથી રહી હતી. પરંતુ મહંમદ તેનું બોલવું બરાબર સમજતો નહોતો અને તે તો આ બધાંને ભૂત-પલીત માનતો હોવાથી આખો દિવસ ભયભીતજ રહેતો હતો, એટલે આ સ્ત્રીનો બડબડાટ તેને ગમતોજ નહોતો, અને એ ડાકણ પોતાને વળગી જશે એવા ભયથી ધ્રુજતો ધ્રુજતો ખુદાનું નામ લીધા

કરતો હતો! તેના મ્હોંપરનો ગભરાટ સ્પષ્ટ દેખાઈ આવતો હતો અને તે જોરથી શ્વાસ લઇ રહ્યો હતો તે પણ હું જોતો હતો. તેની પાછળ એક જંગલી પુરૂષ અમસ્થો ઊભેલો જણાતો હતો અને તેની પાસે એક જબરો ભાલો હતો. મહંમદ એ પુરૂષથી પણ કાંઈક ભય પામ્યો હોય એમ મને જણાયું.

મેં લલિત તથા જુવાનને કહ્યું: “આજનો મામલો કાંઇક શંકાભરેલો લાગે છે, પણ હવે તો જે સંજોગો આવી પડયા છે તેને પહોંચી વળ્યા વિના આપણો છૂટકો નથી. તમારી પાસે તમારી બંદૂકો છે કે નહિ? અને જો હોય તો તે ભરીને તૈયાર રાખજો. મારી પાસે તો ભરેલી રીવોલ્વર તૈયાર જ છે.”

જુવાન બોલ્યો: “મારી પાસે પણ તૈયાર છે, પણ લલિત-ભાઇ પાસે તો એક મોટો છરો જ માત્ર છે.”

હવે રીવોલ્વર લેવા જવાનો વખત રહ્યો નહોતો, એટલે અમે ધીરે પગલે આગળ ચાલ્યા અને એવી રીતે બેઠા કે જેથી અમારી પીઠની પાછળ ગુફાની ભીંત આવે. આથી જો કદાચ હુમલો આવે તો પીઠ પાછળથી ન આવવા પામે એવી અમારી ગણત્રી હતી.

અમે ત્યાં જઇને બેઠા એટલે એક માટીનું મોટું હાંલ્લું લાવવામાં આવ્યું. તેમાં કોઇ જાતનો દારૂ હતો. માટીના વાડકામાં એ દારૂ રેડી રેડીને તે અમને આપવામાં આવ્યો અને અમે તે પીધો. સ્વાદમાં તો તે ઠીક હતો પણ વાસ બહુ ખરાબ હતી. અમને દારૂ આપવામાં આવ્યા પછી એ હાંલ્લું ચોપાસ ફેરવવામાં આવ્યું અને સૌ વાડકા ભરીભરીને દારૂ પીવા લાગ્યા. ત્યારપછી બીજું હાંલ્લું આવ્યું. તેમાં વળી બીજી જાતનો દારૂ હતો, તે પણ અમે

અને બીજાઓએ પીધો. આ પ્રમાણે એકાદ કલાક તો દારૂ પીવા- માંજ ચુપચાપ ચાલ્યો ગયો.

અમારી અને પેલી આગની વચ્ચે એક મોટી લાકડાની બ- નાવેલી તખ્ત પડી હતી અને તેની ચાર બાજુએ ચાર કડાં હતાં. એ કડાં ને વજનદાર તખ્તને એકી સાથે ચાર માણસો ઉંચકી શકે તે માટે જડવામાં આવેલાં હશે એમ લાગતું હતું. તેની પાસે લો- ખંડનો એક મોટો સાણસો પડેલો હતો. આગની સામી બાજુએ પણ એવોજ બીજો સાણસો પડેલો હતો. આ તખ્ત અને સાણસા- નો દેખાવ મને બહુ અણગમો ઉપજાવવા લાગ્યો આ બધું મીજબા- ની માટે તૈયાર કરવામાં આવ્યું હોય તો આ લોકોની મીજબાની કેવી હશે તેનો વિચાર હું કરવા લાગ્યો અને પેલા જંગલી લોકોનાં ગંભીર વિકરાળ મ્હોં જોવા લાગ્યો. કાંઈ ખાવાની વસ્તુ તો ત્યાં આખુવામાં આવી નહોતી, તો પછી મીજબાની શાની કરવાની હશે અને મીજબાનીમાં શું ખાવાનું હશે તેના વિચારમાં જ હું તો બેસી રહે.

મારા પર જાણે કે કાંઇ જાદુ ચાલી રહ્યું હોય એમ મને લાગવા માંડ્યું. મારી વિચારશક્તિ બંધાઇ જવા લાગી. એટલામાં આગની સામી બાજુએ બેઠેલા જંગલીમાંનો એક મોટે સ્વરે બોલ્યો: “ આપણે ખાવાનું માંસ ક્યાં છે ?”

આસપાસ બેઠેલા માણસોએ પોત પોતાના જમણા હાથ આગ તરફ લાંબા કર્યા અને એકી સાથે તેઓ બોલ્યા; “ માંસ હમણાં આવશે. ”

પેલા માણસે ફરીથી પૂછ્યું: “ શું તે બકરો છે ?”

બધાએ એક સાથે જવાબ આપ્યો : “ તે શીંગડા વિનાનો બકરો છે અને બકરા કરતાં વધારે મોટો છે; આપણે તેને કાપી

ખાઈશું. " એમ બોલીને તેઓ જાણે કવાયત કરતા હોય તેમ ઉભા થયા અને પછી પોતપોતાની પાછળ ખોસેલાં માથાંના દાંડા તેમણે પકડયા અને પાછા છોડી દીધા.

વળી પાછું પેલા માણસે પૂછ્યું: " શું તે બાજદ છે ? "

" તે શીંગડાં વિનાનો બાજદ છે, બાજદ કરતાંએ વધારે કીમતી છે; આપણે તેને કાપી ખાઈશું. " એમ બોલીને ફરી પાછા તે લોકોએ પોતાનાં ભાલાં પકડયાં અને છોડી દીધાં.

હવે તેઓ બધા ચૂપ બેસી રહ્યા, પરન્તુ મેં જોયું કે પેલી રાંડ ડાકણ મહંમદને ફુલાવતી ફૂલાવતી હતી, તેના ગાલ ને માથાપર હાથ ફેરવીને તેને બાળકની પેઠે રમાડતી હતી અને તેની ભયંકર આંખો ભયથી ધ્રુજતા મહંમદને જોઈ રહી હતી! આ દેખાવથી અમને ભય લાગવા માંડયો. લિઓન પણ ધારતી ખાઈ ગયો. અજગર જેમ એક નાના સરખા સસલાને ગળી જવા અગાઉ તેને આનંદથી જોઇ રહે તેવી રીતે પેલી સ્ત્રી મહંમદને જોઇ રહી હતી અને જંગલી લોકોમાંના ઘણાખરાની નજર પણ તે બેઉ ઉપરજ લાગી રહેલી હતી! મહંમદ પણ ભયથી ઉજબો-પૂણી જેવો થએલો દેખાતો હતો.

હવે પેલા માણસે પૂછ્યું: " સેકવા માટે માંસ તૈયાર છે ? "

જંગલી લોકોએ એકીસાથે જવાબ આપ્યો: " તૈયાર છે, તૈયાર છે ! "

પેલાએ મ્હોટે અવાજે પૂછ્યું: " માંસ સેકાય તેટલો ગરમ ઘડો થઈ ગયો છે ? "

" હા, ગરમ છે, ખુબ ગરમ છે ! "

લલિત બોલી ઊઠયો: " કાકા ! પેલી તખ્તીમાંનું લખાણ યાદ છે કે ? તપાવેલો ઘડો માથા પર મુકીને તે લોકો અજાણ્યાઓને મારી નાંખતા ! "

લલિત એ શબ્દો બોલ્યો અને અમે જરા હાલચાલ કરીએ તે પહેલાં તો બે જંગલીઓ ઊભા થયા. પેલા લોખંડના સાણસા તેમણે પેલી આગમાં ખોસ્યા. પેલી સ્ત્રીએ એકદમ પોતાની કમરે વીંટાળેલા ચામડાની હેઠળથી એક દોરડું કાઢયું. એ દોરડાને એક છેડે ઢીલી સરકી ગાંઠવાળો ગાળો તૈયાર હતો. તે ગાળો એકદમ મહંમદના માથાપરથી તેના ગળામાં પહેરાવી દીધો અને વળી દોરડું ખેંચ્યું કે તુરત પેલો ગાળો મહમદના ગળા પર ચપોચપ બેસી ગયો ! તેની બાજુએ બેઠેલા માણસોએ મહમદના પગ પકડયા. પેલા સાણસાવાળાઓએ આગને આઘી પાછી કરીને તેમાંથી એક તપાવેલો મોટો ઘડો બહાર કાઢયો ! તે એટલો બધો તપેલો હતો કે તેનો અસલ રંગ લાલ હશે, કાળો હશે કે સફેદ હશે તે પણ સમજી શકાય તેમ નહોતું. એક ક્ષણમાં તો તેઓ સાણસાથી ઘડો પકડીને મહંમદ પાસે પહોંચ્યા. મહંમદ બિચારો તરફડી રહ્યો હતો ! તે ચીસો નાખી રહ્યો હતો અને મરણીયો થઇને જીવ બચાવવા માટે આછાડ પછાડ મારી રહ્યો હતો. તેને ગળે ફાંસો નાંખવામાં આવેલો હતો અને તેના પગ પકડી રાખવામાં આવેલા હતા, તોપણ તેનાં જોરદાર તરફડીયાંને લીધે પેલાઓ તેને માથે તપાવેલો ઘડો મૂકવામાં પહેલી વારે તો ફાવી શકયા નહિ.

હું એકદમ ચીસ નાંખતો ઊભો થઇ ગયો અને મારી પીસ્તોલ મારા કમરપટ્ટામાંથી કાઢીને મેં તે છોડી કે તુરત પેલી રાંડ કાંઇક ઊછળી પડી ! પીસ્તોલની ગોળી આબાદ એ રાંડની પીઠમાં વાગી હતી.

અને તે મુડદું થઈ ને ભોંયે પડી. આ આત્મહત્યા કરવા માટે મને ત્યારપછી પણ કદી પસ્તાવો થયો નથી, કારણકે પાછળથી મારા જાણવામાં આવ્યું હતું કે આ ભયંકર ગભરામણીની ગોઠવણ કરનાર એ સ્ત્રીજ હતી. જુવાને તે રાંડને પોતાની સ્ત્રી તરીકે નહિ સ્વીકારતાં તુચ્છકારી કાઢી, તેનું વેર વાળવા માટે તેણે અમારામાંના એક આ બિચારા મહંમદનો ભોગ લેવાનો નિશ્ચય કર્યો હતો. તે સ્ત્રી મારી ગોળીથી મુડદું થઈને ભોંયે પડી કે તુરત મહંમદ જોરથી આંચકો મારીને પેલાઓના હાથમાંથી છૂટ્યો અને ઉછળીને પેલી સ્ત્રીના મુડદા પર પડ્યો! તે પણ બિચારો મરણ પામ્યો, કારણકે મારી પીસ્તોલની ગોળી પેલી સ્ત્રીના મુડદાની આરપાર થઈને મહમદને પણ વાગી હતી! મારીજ પીસ્તોલથી અમારા માણસનું મોત થયું તેથી મને દુઃખ તો થયું, પરંતુ પેલા તપાવેલા ખડાના ભયંકર મોતનો અનુભવ તે બિચારાને ન કરવો પડ્યો તેટલા પુરતો મેં મારા મનમાં સંતોષ માન્યો.

મારી પીસ્તોલનો અવાજ, તેમાંથી ગોળીનું છુટવું અને તેથી એકી સાથે બે જણાનું મરણ એ દેખાવ જોઈને જંગલી લોકો ચમકી ગયા. તેમણે કોઈ દીવસ તોપ-બંદુક જોવાં નહોતાં. તે વાપરવાં તો હોય જ ક્યાંથી? તેઓ અમારૂં આ ચમત્કારિક હથીયાર જોઈને ગભરાયા. પરન્તુ એકદમ અમારી નજીક બેઠેલા એક માણસે પોતાનો ભાલો ઉંચક્યો અને લલિતની તરફ જોરથી ફેંક્યો.

મેં એકદમ બૂમ પાડી: " દોડો, નાસો, " અને તુરતજ હું છટકીને નાઠો. જુવાન અને લલિત મારી પાછળ પાછળ દોડ્યા. મારો વિચાર નાસીને ખુલ્લા મેદાનમાં જવાનો હતો, પરન્તુ રસ્તામાં માણસો હતાં અને ગુફાની બહાર કેટલેક અંતરે પણ માણસોનું ટોળું હતું. આ કારણથી હું એકદમ દોડીને બહાર નીકળી ગુફાની ઉપર ચઢી

ગયો. મારી પાછળ જુવાન તથા લલિત આવ્યા અને તેમની પા-છળ જંગલીઓનું મોટું ટોળું દોડતું આવ્યું. તેઓ બધા પેલી સ્ત્રીના મરણથી અમારા પર ખુબ ચ્હીડાએલા હતા. આટલા બધા માણસો-ના એકી સામટા હુમલામાંથી અમે બચવા પામીએ એવી અમને આશા નહોતી, પરન્તુ જો મરવું તો બીજાઓને સારી પેઠે મારીનેજ મરવું એવો અમે અમારા મનથી ઠરાવ કર્યો. ગુફાની ઉપર એક મોટો પથરનો ચોતરો હતો તે ઉપર પહોંચતાં અમે પાછા ફરીને ઊભા અને લડવાની તૈયારી બતાવી, એટલે જંગલી લોકો પણ વધુ આગળ ધસવાનું છોડીને થમચાઇને ઊભા.

ચાંદની સહેજ પડતી હતી એટલે અમે એક બીજાને સારી પેઠે જોઇ શકતા હતા તેમજ જંગલીઓ અમને તથા અમે તેમને જોઇ શકતા હતા. લલિત પોતાની મોટી છરી સાથે વચમાં ઊભો, જુવાન એક બાજુએ ઊભો અને હું બીજી બાજુએ ઊભો. હવે અમારે મોતને જ ભેટવાનું હતું અને અમે સૌ તે સમજતા હતા. લલિત બોલ્યો: "હરપાળ કાકા! હવે રામ રામ છે! હવે આપણું મોત દૂર નથી. તેઓ આપણને મારીને ખાઇ જશે. આ જંગલમાં તમને લાવીને ફસાવનાર હું જ છું, માટે મને માફ કરજો!"

"બેટા! જેવી પ્રભુની મરજી હોય તેમજ થાય છે. એમાં તારો કશો દોષ નથી."

એજ ક્ષણે જુવાને એક માણસ તરફ તાકીને પીસ્તોલ છોડી, પણ તે બિચારાને પીસ્તોલ છોડતાંજ આવડતું હતું-તાકતાં બરાબર આવડતું નહિ, એટલે તેણે તાક લીધી હતી તે માણસ બચી ગયો અને તેની બાજુનો માણસ ઉડી પડ્યો! આ જોઇને જંગલીઓ આગળ ધસી આવતા દેખાયા કે તુરત મેં ગોળીબાર કર્યો અને

તેમને અટકાવ્યા. ત્યારપછી ઉપરાઉપરી ગોળીબાર કર્યા અને અ-મારી પીસ્તોલો ખાલી થઇ એટલામાં એકંદરે અમે પાંચ માણસોને માર્યા. પીસ્તોલો ફરીથી ભરી શકાય તેવો સંભવ નહોતો એટલે હવે હાથોહાથની લડાઇનો વખત અમારે માટે આવી પહોંચેલો હતો. અમારી પીસ્તોલોમાંથી ગોળીઓ ખુટી જાય એટલે અમે વધારે બહાર કરી શકીએ નહિ એવું કાંઇ એ જંગલી લોકો જાણતા નહોતા, છતાં તેઓ ધસી આવવાનુંજ સમજતા હતા એ તેઓની જીંદગી માટેની બેદરકારી નમુનેદાર તો ખરી!

એટલામાં એક જબરદસ્ત માણસ છલંગ મારીને ચોતરા ઉપર ચડી આવ્યો, અને લલિતે તેના માથામાં પોતાની છરીનો એકજ ઘા મારીને એવા જોરથી ધકો માર્યો કે તે ચોતરા પરથી ચીસ નાંખતો નીચે ગબડી પડયો! મેં બીજા એકની એવી દશા કરી, પરન્તુ જુવાન તેના દાવમાં ફાવી શકયો નહિ. તેને એક જં-ગલીએ કમરમાંથી પકડીને નીચે પછાડયો અને તેના હાથમાંની કટાર છટકી ગઇ. પરંતુ તે વખતે એક વિચિત્ર બનાવ બન્યો. કટાર છટકીને નીચે પડી અને તેની બાજુએ જંગલીએ જુવાનને પછાડયો પરંતુ જુવાન જંગલીને એવી રીતે બાઝી પડયો હતો કે તેણે તેને પોતાની બાથમાંથી છટકવા દીધો નહિ એટલે બેઉ ગબડતા ગબડતા પેલી ખુલ્લી કટાર પાસે આવી પહોંચ્યા! જુવાને કટાર પાસે પહોં-ચતાજ ચાંદનીમાં ચળકતી કટાર ઉંચકીને પેલાના પેટમાં ઘુસાવી દીધી! પેલો ઉઠવા માટે યત્ન કરવા લાગ્યો પણ જુવાને તેને ફાવ-વા દીધો નહિ. તેનું લોહી પુષ્કળ વહી ગયું અને તે બેભાન થઇને છેવટે મરણ પામ્યો ત્યાંસુધી જુવાને તેને બાથમાંથી છોડયો જ નહિ! જુવાન પણ પેલાના લોહીથી રંગાઇ ગયો તો ખરોજ.

મારી ઉપર બે જંગલીઓ એકી સાથે ધસી આવ્યા, પરન્તુ એટલું ઠીક થયું કે તેઓ પોતાનાં ભાલાં પાછળ મૂકીને આવ્યા હતા. મને પ્રભુએ જે બળ આપ્યું હતું તેનો ઉપયોગ મારી જીંદગીમાં આ પહેલીજ વાર કરવાનો સમય આવ્યો હતો. મારી પાસે એક નાની શી તલવારના જેવો જમૈયો હતો તે મેં લાગલોજ તેમાંના એકના માથામાં ભોંકી દીધો અને તે એટલા તો જોરથી કે તેની ખોપરીને ભેદીને ને તેની આંખોસુધી પહોંચી ગયો. જમૈયો વાગતાંની સાથેજ તે ભોંયે પડયો અને મારી પાસે રહેલું એ એકનું એક હથીયાર પણ ગયું, કારણકે તે પાછું ખેંચી કાઢવાની મને તક મળવા પામી નહિ. હવે એક માણસ ચોતરા પર રહ્યો હતો તેની મદદે બીજો એક આવી પહોંચ્યો એટલે વગર હથીયારે મારે બે માણસોની સાથે લડવાનો વખત આવ્યો ! તેઓ બેઉ મારી ઉપર ધસ્યા, કે તુરત મેં તેમના ઘા ચુકાવીને તે બેઉની કમરની આસપાસ મેં મારા બેઉ હાથને વીંટાળી દીધા અને અમે ત્રણે નીચે પછડાયા તેઓ મજબૂત માણસો હતા, તો હું ગુસ્સાથી સારી પેઠે ઉશ્કેરાયલો હતો. મેં તેઓને સારી પેઠે અફળાવ્યા અને હાથના એવા મજબૂત ભરડા લીધા કે, મારા જોરથી તેઓની પાંસળીઓ તૂટવાના અવાજ પણ થવા લાગ્યા. તેઓ સાપની પેઠે અમળાઇ અમળાઇને મને મુક્કા મારવા લાગ્યા, છતાં મેં એવો ટકાવ કર્યો કે મારા હાથના બંધમાંથી મેં તેમને જરા પણ ચસકવા દીધા નહિ. મારા જોરથી તેઓ એટલા મુંઝાયા કે બૂમ પાડી શક્યા નહિ અને ગુંગળાવા લાગ્યા અને જો હું તેમને છોડી દઉં તો તેઓ દમ લઇને પાછા જોરમાં આવે તેથી મેં તેમને ભરડવાજ માંડયા. નીચે રહેલા જંગલીઓ અમારી આ બાથંબાથા જોઇ શકતા નહોતા અને કોઇ બૂમ પાડી શક્યું નહિ એટલે તેઓ

માંનો કોઈ આ બે જણની મદદે પણ આવ્યો નહિ. છેવટે જ્યારે તે બેઉ જણા દમ લેતા બંધ થયા અને મૂઆ, ત્યારેજ તેમને મેં છોડયા.

જુવાનની અને મારી લડાઇની વાત તો મેં કહી પરન્તુ લલિતની વાત વળી કેવળ જૂદીજ હતી. તે ખડકના ચોતરાથી કેટલેક દૂર ગયો હતો અને તે કેટલાક જંગલીઓથી ઘેરાઇ ગએલો હતો. હજી તે ભોંયે પડયો નહોતો પરન્તુ જંગલીઓ તેને પકડીને નીચે ઘસડી પાડવા મથી રહેલા હતા. સાબરને જેમ વરૂઓ વળગી પડે તેમ તેઓ લલિતને વળગી પડેલા હતા. તે મરણીયો થઇને લડી રહેલો હતો એમ મેં જોયું, તેણે એકને પોતાની છરીથી ઘાયલ કરીને ભોંયે પાડયો હતો. જંગલીઓ પાસે ભાલાં નહોતાં કારણકે તેઓ ભાલાં નીચે છોડીને આવ્યા હતા અને છરી જેવું બીજું કોઇ હથીયાર તેમની પાસે નહોતું પરન્તુ થોડી વારમાં તો બે જંગલીઓએ લલિતનો જમણો હાથ પકડયો અને તેનો હાથ મચરડીને તેની છરી છોડાવી લીધી, એટલે મને થયું કે હવે લલિત મૂઓ સમજવો; પણ ના, તે એક જબરદસ્ત આંચકો મારીને જંગલીઓના હાથમાંથી છૂટયો, અને જેને તેણે છરીથી ઘાયલ કર્યો હતો, તેને ઉંચકીને એવા જોરથી પેલા જંગલીઓની સામે ફેંકયો કે એકી સાથે પાંચ છ જણ અફળાઇને ભોંયે પડયા! તેમાંના એકની ખોપરી તૂટી ગઇ અને બાકીનાઓ એક મિનિટમાંજ પાછા ઉભા થઈ ગયા, અને લલિતને તેઓ વળગી પડયા. હવે ધીમે ધીમે બહુ જોર કરીને તેઓએ લલિતાને ચોતરા પરથી નીચે ઉતાર્યો. ઉતરતાં ઉતરતાં પણ એકને તો લલિતે મુક્કો મારીને ભોંયે પછાડયો પરન્તુ હવે તેનું બળ નાશ પામતું જતું હતું એટલે તે એટલા બધા જંગલીઓની સામે વધુ વખત ટકી શકે

તેમ જણાતું નહતું. છેવટે તે થાકીને બેભાન થતો પડયો અને જેઓ તેને વળગેલા હતા તેઓ પણ સાથેજ પછડાયા. તેઓ બંને બે-ભાન લલિતના શરીરને ઉંચકીને નીચે ઉતર્યા.

નીચે ઉતરતાંજ એક જંગલી બોલ્યોઃ "એક ભાલો લાવો અને એક વાસણ લાવો, એટલે પહેલાં તેનું ગળું કાપીએ અને પછી તેનું લોહી પીએ."

એક માણસ ભાલો લેવા દોડયો અને હું ગભરાટનો માર્યો આંખો મીંચી ગયો ! બસ, થઇ ચૂકયું ! મારો વ્હાલો લલિત આ દુનિયામાં હવે એક બે મિનિટનોજ મ્હેમાન હતો તે હું જોઇ ચૂકયો ! હું થાકીને એટલો લોથપોથ થઇ ગયો હતો કે લલિતની મદદે જઇ શકયો નહિ, અને વળી પેલા બે માણસો જેમની સાથે હું લડતો હતો તે હજી પૂરેપુરા ગુંગળાઇને મૂઆ નહોતા.

એટલામાં એક કારમો બનાવ બન્યો અને મેં આંખો ઉઘાડીને જોયું તો જણાયું કે લલિતની સ્ત્રી ચામા ત્યાં આવી પહોંચી હતી અને એકદમ લલિતના બેભાન દેહને વળગી પડી હતી! તેને લલિતના શરીરથી છૂટી પાડવાનો જંગલી લોકોએ બહુએ યત્ન કર્યો પણ તેઓ તેમ કરી શકયા નહિ. તે લલિતના શરીર સાથે ચરી ભીડીને પડી, તેના પગની સાથે તેણે પોતાના પગ ભેરવ્યા અને એક હાથની બાથમાં તેણે લલિતને ભીડી લીધો. વૃક્ષને જેમ વેલી વીંટળાઇ જાય તેમ ચામા લલિતને વીંટળાઇ ગઇ હતી. બહુ મહેનતે જ્યારે લલિતના દેહથી તે છૂટી પડી નહિ ત્યારે જંગલીઓએ તેને ખસેડયા વિના લલિતના ગળામાં ભાલો મારવાનો યત્ન કર્યો પણ તેમાં તેમને ચામાએ ફાવવા દીધા નહિ અને લલિતને માત્ર સહેજ જખમ થયો.

છેવટે તે લોકો કંટાળ્યા અને ધીરજ ખોઇ બેઠા. પેલી બીજ-આની વખતે જે પુરૂષ નવાઇ પૂછતો હતો તે બોલ્યો: "હવે તો ભાલાથી બેઉને આરપાર વીંધી નાંખો એટલે એ જીવતાં પરણેલાં મરતાં પણ પરણેલાંજ રહે, અને આપણને બેઉનું લોહી એકી સાથે પીવાની મોજ મળે !"

આ સૂચના બીજાઓને પણ ગમી. સૂચના પ્રમાણે કરવાને એક માણસે પોતાનો ચકચકિત ભાલો ઉચક્યો અને ભાલાનો ચકચકાટ ચંદ્રના અજવાળામાં મારી નજરે પડ્યો! ઓ પ્રભુ! હવે તો તારો આશરો! નાનપણથી ઉછેરીને પુત્રની પેઠે ઉછેરેલા લલિતને મરતો જોવાનો શું મારે માટે વખત આવ્યો! શું તેની અંતની ઘડીએ તેને મદદ કરવાને હું એક ડગલું પણ ભરી ન શક્યો? તેને મરતો જોવાની મારી હિંમત ચાલી નહિ! મારાથી આંખો જ મીંચાઈ ગઈ!

* * * *

પ્રિય વાચકો ! આ વાતનો અધૂરો રહેલો ભાગ હવે "અમર અપ્સરા" ભાગ બીજામાં વાંચવા તસ્દી લેશો. જેઓ પોસ્ટની પાંચ આનાની ટીકીટો અમને મોકલી આપશે તેમને બીજો ભાગ ટપાલ રસ્તે ઘર બેઠે પહોંચાડવામાં આવશે.

પુસ્તક મળવાનું સ્થળ:

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણદરવાજા-અમદાવાદ.

# માયાવી મસ્તક
અથવા
## સાહસની પ્રતિમા.
## [ ભાગ ૧-૨-૩ ]

**[ મી. રેનોલ્ડ્ઝની એક અંગ્રેજી નવલકથા ઉપરથી લખવામાં આવેલી અદ્‌ભુત, વીર અને શૃંગાર રસથી ભરેલી સચિત્ર નવલકથા. ]**

લાંબા વખત સુધી એક દેશ પરરાજ્યની ધુસરી તળે રહેવાથી તે દેશની મૂળ પ્રજાની ગુલામી મનોદશા થઇ જાય છે, દેશને સ્વતંત્ર કરવા મથનારને એ દેશની પ્રજા દાબી મારે છે, કારણ કે તેની ક્ષુદ્ર મનોવૃત્તિને સ્વતંત્રતા કરતાં પરતંત્રતા વધારે સુખકર લાગે છે ! આવી ગુલામી મનોદશા એક વખત સ્પેનના ખ્રિસ્તીઓની થઇ ગઈ હતી અને તેઓ મુસલમાનોની સાથે અત્યંત અપમાનભરી સુલેહની શરતો કરી-સ્વતંત્રથવાની ઇચ્છા પણ કર્યા વિના બાયલા બની બેઠા હતા ! આ સુલેહની સરતોમાંની એક એ હતી કે ખ્રિસ્તીઓએ દરવર્ષે પોતાની એક સો સુંદર તરુણ કુમારિકાઓ મુસલમાન બાદશાહના ઝનાનામાં ખંડણી તરીકે મોકલી આપવી ! આ ખંડણી દર વર્ષે ભરાયે જતી હતી, તેમાંથી અદ્‌ભુત પ્રસંગો ઉભા થતા હતા, એવામાં માયાવી મસ્તક આ કથાની નાયિકાને જે અદ્‌ભુત પ્રેરણા કરે છે અને તેમાંથી જે કાંઇ ચિત્ર-વિચિત્ર બનાવો બન્યા કરે છે. જે ઇતિહાસની અવનવી વાતો ભૂતકાળના પેટમાંથી પ્રકાશમાં આવે છે, અને વિલક્ષણ તથા રૂવાં ખડાં કરે એવા દેખાવો નજરે પડે છે, તેની કથા વાચકને

આદિથી અંત સુધી અદ્‌ભુત, વીર અને શૃંગાર રસનાં ઝરણાંમાં ડુબા-ડુબ બનાવી દે છે ! આ નવલકથામાં તમે વિચિત્ર ભોંયરાના ભેદ જાણશો જડ હાડપિંજરોને મનુષ્યની પેઠે ગતિ કરતાં જોશો, પત્થરના બનેલા મસ્તકને ભવિષ્યની ભેદભરી વાણી બોલતુ સાંભળશો, દેશને સ્વતંત્ર કરવા મથનાર બહારવટીયાનાં અદ્‌ભુત પરાક્રમો જોશો, જીવતાં મનુષ્યોને શહેરની વચ્ચે બાળી મૂકનાર દુષ્ટ રીતે દુષ્ટના નજરે નિહાળશો, પરદેશી રાજ્યકર્ત્તાઓની સામે બળવો ઉઠાવવાની છુપી તૈયારીઓ કરનારનાં કારસ્તાનો અવલોકશો, માબાપથી વિખુટી પડેલી--પ્રેમિકની વિજોગણ બનેલી—દિલના દુઃખથી હીજરાતી સુંદર તરૂણ કુમારીકાઓને શત્રુના ઝનાનામાં સ્વાહા થવા જતી જોઈ રહેશો. કથાનાં નાયક—નાયિકાને એકવાર સ્વર્ગના સુખમાં મ્હાલતાં અને બીજી વાર દુઃખના ડુંગર તળે કચરાતાં દેખી અજબ થશો, અને અસંભવિત દેખાતાં દશ્યોના ગૂઢ ભેદ ઉકેલવાને જ્યારે તમે તરફડશો પણ તેમાં અફળ ગયા પછી જ્યારે તમે તેના ખરા ભેદ જાણશો ત્યારે તમારા મુખમાંથી આનંદ તથા આશ્ચર્યના ઉદ્‌ગારો બહાર પડયા વિના નહિજ રહે ! ટૂંકામાં આખી કથામાં એક પણ પાનું, એક પણ પેરા કે એક પણ વાકય તમને એક નહિ જડે કે જેમાંથી ભેદ, રસ અને ઉપદેશ ન ઝરી રહ્યાં હોય.

આ પુસ્તકના ત્રણ ભાગમાં ૧૨ સુંદર ફોટો-ચિત્રો આપવામાં આવેલાં છે. પુંઠાં છીંટથી બાંધેલાં મજબૂત તથા સુંદર ચિત્રોવાળાં અને સોનેરી અક્ષરોવાળાં છે. કાગળ જાડા—એન્ટીક વાપરેલા છે અને એકંદરે ૮૦૦ પૃષ્ઠ છે. મૂલ્ય દરેક ભાગનું રૂ. ૩, પોસ્ટેજ જુદું.

મળવાનું સ્થળઃ—
**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,**
**ત્રણ દરવાજા—અમદાવાદ.**

# નવ-દંપતીને શિખામણ.

**પૃષ્ઠ ૩૨૦, સોનેરી પાકું પુંઠું. મૂલ્ય રૂ. ૨ા મિત્રો તથા સખીઓને લગ્નની ભેટ આપવા માટેના સોનેરી શણગાર સાથેના પુસ્તકનું મૂલ્ય રૂ. ૩) પોસ્ટેજ વધારે.**

અજ્ઞાન, વહેમ, ખરાબ સોબત, કુટેવ, વિહારનો અતિયોગ, વાંઝીયાપણું, ભયંકર તથા ગુપ્ત દર્દો, ગર્ભસંચાર, પ્રસવ સંબંધી અજ્ઞાન ઇત્યાદિ કારણોને લીધે અનેક નવ-દંપતીઓનો ગૃહસ્થાશ્રમ જીવતાં નરકાવાસ ભોગવવા જેવો જણાઇ આવે છે. જેઓ ઉપયોગી શિખામણો મેળવી લે છે તેઓ પોતાનું ભવિષ્ય સુખમાં વ્યતીત કરે, એટલું જ નહિ, પણ સંસારમાં તેઓ નબળાઇ, હિસ્ટિરિયા, વાંઝીયાપણું, દુર્બળ અને રોગિષ્ટ સંતાનો ઇત્યાદિ દોષોથી મુક્ત થાય છે. આવી સર્વ પ્રકારની શિખામણો, આહાર વિહારના રપષ્ટ નિયમો દરદોનાં લક્ષણો અને તેની સમજ, દર્દોના ઘરગથ્થુ ઉપાયો વગેરે સર્વ ગુહ્ય વિષયો આ પુસ્તકમાં સ્ત્રીઓ પણ સમજે તેવી સરલ ભાષામાં સમાવેલા છે.

જુવાની આવવાનો સમય અને તેનાં ચિહ્નો, સુવાનું સ્થળ અને રીત, સ્ત્રીસમાગમ સંબંધી નિયમો અને તેના સારા માઠા પ્રકાર સંબંધી સમજણ, કેટલીક કુટેવો અને તેનાં માઠાં પરિણામો, સ્તનની રચના અને સ્ત્રીના સૌન્દર્ય સંબંધી વિગતો, ઋતુની શરૂઆત અને ઋતુ, નીરોગી ઋતુ અને ઋતુદોષનાં લક્ષણ તથા નિવારણ, ઋતુ સંબંધી દર્દો અને તેના ઉપાયો, છોકરીઓને થતો પ્રદર અને તેનાં કારણો, જુવાન સ્ત્રીઓને થતો હિસ્ટિરિયા, તેનાં કારણો અને તે મટાડવાના ઉપાયો, પુરૂષનું વીર્ય અને સ્ત્રીના આર્તવ સંબંધી

સમજુતી તથા તેનો ઉપયોગ, ગર્ભસંચાર સંબંધી સમજણુ અને તે જાણવાની રીત, વંધ્યત્વ પ્રાપ્ત થવાનાં કારણો અને તેના ઉપાયો, સગર્ભાવસ્થામાં રાખવી જોઇતી સંભાળ, ગર્ભ ધારણ થયો હોય તો ઓળખવાની રીત; દોહદ અથવા ડોહોળો, ગર્ભવતી સ્ત્રીને ઉત્પન્ન થતી ઇચ્છા અને તે પૂર્ણ કરવાની જરૂર, ગર્ભસ્રાવ અને ગર્ભપાત, તેનાં કારણો અને તેમ ન થવા દેવાના ઉપાયો, પુત્ર-પુત્રી થવા વિષેનાં ચિહ્નો અને તેની સમજણ, સુંદર સંતાનો પ્રાપ્ત કરવાની કેટલીક ઉપ યોગી રીતો, પ્રસુતિ થયા પહેલાં રાખવાની સંભાળ અને તે સમય આવી પહોંચવા વિષેની સમજુતી, કયાં કારણોથી પ્રસવકાળે થતી વેદના થોડી અથવા વધારે વાર સુધી લંબાય છે અને કયા દેશમાં કેવા પ્રકારના નિયમોથી પ્રસવ થાય છે? પ્રસવ થયા પછી પ્રસુતા પ્રત્યે રાખવી જોઇતી સંભાળ. પુત્ર કે પુત્રીની સંખ્યા, ઉત્પત્તિ અને આયુષ્ય, બળવાન અને સુંદર સંતાનો ઉત્પન્ન કરવા માટેના નિયમો અને વીર્યશુદ્ધના ઉપાયો, અનિયમિત ઋતુથી થતી વેદના તથા ગર્ભધારણના નિયમો, સન્તાન જીવતાં ન હોય તેના ઉપાયો, અર્ધમૃત અવસ્થામાં જન્મેલાં બાળકોને બચાવવાના ઉપાયો, કેવી રીતે ઉછેરવાથી બાળકો દીર્ઘાયુષી થાય? બાળકોના રોગ અને તેનાં કારણોનો નિર્ણય. શાથી બાળક ક્ષીણ થઇ જાય છે? બાળકને ધવરાવવા વિષે નિયમો. બાળકોનો કૃમિરોગ. બાળકોના આરોગ્ય સંબંધી, સ્નાન સંબંધી, આહાર સંબંધી ઉપયોગી નિયમો બાળકોનો તાણુનો રોગ, તે રોગ થવાનાં કારણો અને તે મટાડવાના નિયમો, બાળકોની શરદી તથા ખાંસી અને તેના ઉપાયો. બાળાગોળી અને બાળકોના પ્રકીર્ણ રોગો. બાળકના ગળામાં કાંઈ ભરાઇ રહે ત્યારે શું કરવું? ઓરી અને અછબડા ઉભરાય ત્યારે કેવી સંભાળ રાખવી જોઇએ? ઘીળી અથવા ગળીયા. ગર્ભધારણનો કાળ અને પ્રસવના કાળનું કોષ્ટક.

ગુજરાતી ભાષામાં 'સ્પિરિચ્યુએલિઝમ' વિષેનો
અપૂર્વ ગ્રંથ

# સચિત્ર પ્રેતાત્મવિદ્યા

## અથવા ભુત–પિશાચનું આવાહન.

[૩૭૦ પૃષ્ઠ, ૩૦ પ્રકરણ, ૩૪૮, આમતો, ૨૫ ચિત્રો સોનેરી પાકું પૂઠું, ઉંચા કાગળ.]

ભૂત–પ્રેત પિશાચ છે કે નહિ, હોય તો તે ખરાં છે કે નહિ, ખરાં હોય તે તેમને બોલાવી શકાય કે નહિ, બોલાવી શકાય તે તેઓ સાક્ષાત્ દર્શન આપે કે નહિ, દર્શન આપે તો તેઓ આપણી સાથે વાત કરે કે નહિ, વાત કરે તો કાંઇ હિતનો માર્ગ સૂચવે કે ભય પમાડે ? ભૂત વળગે છે એ શું ખરૂં હશે ? વળગાડ દૂર કરવાના કાંઇ ઉપાયો હશે ? ભૂતો વાસનાબદ્ધ હોઇને સારાં માઠાં કાર્યો તથા ચમત્કારો કરે છે ખરાં ? આ બધા પ્રશ્નોના જવાબો: ટૂંકમાં જૂદા જૂદા પ્રકારના મનુષ્યના મૃત્યુથી માંડીને તેનો પુનર્જન્મ થતાં સુધીની તેની વિવિધ પરિસ્થતિ, તેમના પ્રેતાત્માનું આવાહન કરવાની જૂદી જૂદી રીતો, આવાહનની શક્તિ કેળવવાની રીતો, ભૂતોને વાસનામાંથી મુક્ત કરવાની તેમજ તેમના વળગાડને દૂર કરવાની રીતો. ભૂતોના પરલોકના અનુભવની કથનીઓ, ભૂતોના સાચા ફોટોગ્રાફ એ બધું આ પુસ્તકમાંથી મળશે. પુસ્તકની પ્રસ્તાવના શેઠ પેસ્તનજી ધનજીભાઇ મહાલક્ષ્મીવાળા જે. પી. એ લખી છે. તેઓ યુરોપ અમેરિકામાં જઈ આ વિદ્યાનો જાતિ અનુભવ લઇ આવ્યા છે. આ પુસ્તકને માટે તેઓ લખે છે કે—"ખચીત જ આ પુસ્તક વાંચવાથી લોકોમાં સ્પિરિચ્યુએલિઝમ વિષે ભૂલભરેલો ખ્યાલ ફેલાયલો છે તે દૂર કરીને તેને ખરા આકારમાં રજુ કરવામાં આવ્યો છે અને તેમાં કર્તાનો આ વિષયનો ઊંડો અભ્યાસ પ્રગટી રહે છે. વળી સ્પિરિચ્યુએલિઝમને નામે થતી જે બનાવટોથી એ સાચી વિદ્યા કેટલેક અંશે હોલાય છે તે બનાવટોથી

પણ તેમણે શ્રોતાને મારી પેઠે ચેતવ્યા છે; એટલે આ પુસ્તક વાંચવાને અને તે માફતે સ્પિરિચ્યુએલિઝમનું સત્ય સમજવાને હું વગર આંચકીએ ભલામણ કરી શકું છું. કારણકે તેમાંથી આપણને ઘણું જાણવાનું અને શીખવાનું મળી આવે છે."

આ ગ્રંથ શાસ્ત્રીયતા અને વહેવારૂપણું બેઉ જાળવીને તૈયાર કરેલો છે, તે માત્ર પ્રકરણોનાં મથાળાં વાંચવાથી સમજાશે: (૧) પ્રેતાત્મવિદ્યાનું અસ્તિત્વ. (૨) ભૂત-પ્રેત છે કે નહિ? (૩) મૃત્યુનો ચમત્કાર. (૪) ભૂત-પ્રેત-પિશાચની દેહરચના. (૫) જીવંત મનુષ્યોના સૂક્ષ્મ દેહનો અનુભવ. (૬) ભૂત-પ્રેતની દુનિયા. (૭) ભૂત-પ્રેતના શાસ્ત્રીય અને (૮) અનુભવસિદ્ધ પ્રકારો. (૯) ભૂતનો ભય અને ભ્રમ. (૧૦) ભૂતોની મદદગારો. (૧૧) સામાન્ય વાસનાવાળાં ભૂલોકબદ્ધ પ્રેતો (૧૨) મલિન ભૂત પ્રેતનાં દુષ્ટ કાર્યો. (૧૩) ભૂત-પ્રેતના સાધારણ ચમત્કારો. (૧૪) ભૂત-પ્રેતના પરિચય કરવાના વિવિધ પ્રકારો. (૧૫) કાળજી કસરત અને ત્રિકાળદર્શી આયનો. (૧૬) મણિનિધ્યાન અથવા ક્રિસ્ટલ ગેઝીંગ (૧૭) પ્રેતાવાહન કરવા માટેનું મંડળ કેવી રીતે રચવું? (૧૮) પ્લેંચેટમાં પ્રેતાવાહન. (૧૯) પિશાચલેખન અથવા ઓટો મેટીક રાયટીંગ (૨૦) પ્રેતોચ્ચાર શ્રવણના પ્રયોગો. (૨૧) ભૂતોના ફોટોગ્રાફના નમૂના અને તે પાડવાની રીતો. (૨૨) દેહસંચાર ભૂત કેવી રીતે કરે છે તે વિષે. (૨૩) કેટલાક પૈશાચિક ચમત્કારોની ઉત્પત્તિ. (૨૪) બનાવટી પૈશાચિક ચમત્કારો અથવા રંગ ભૂમિપર પિશાચોનો જાદુ. (૨૫) પ્રેતાત્માનો આ દુનિયા સાથેનો સદેહાવહેવાર. (૨૬) ભૂતના વળગાડનો વહેમ. (૨૭) ભૂતનો સાચો વળગાડ અને તેના ઉપાયો. (૨૮) ભૂત-પ્રેતને વશ કરવા વિષે. (૨૯) દિવ્યદૃષ્ટિ અથવા ત્રિકાળદૃષ્ટિ. (૩૦) નવો અવતાર અથવા પુનર્જન્મ.

આ પુસ્તકના વિષયો વિગતવાર જાણવા માટે અર્ધા આનાની ટીકીટ બીડવી. **મૂલ્ય રૂ. ૪ પોસ્ટેજ રૂ. ૦॥**

**મળવાનું ઠેકાણું—**

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, રાયખડ દરવાજા, અમદાવાદ.**